सो  हं

# आगमवाणी અને सुखासिंधु.

## भाग १ लो

યાને ભારતનું ભવિષ્ય ભાંખેલું વર્તમાન સમયને
લાગુ પડતું. સંગ્રહ કરી ભાવાર્થો સહિત
રચી પ્રકાશીત કર્તા

બ્રહ્મર્ષિ વિશ્વનાથાત્મજ નારાયણ શર્મા
( વાંસવાડા–રાજપુતાના )



આવૃતિ ૧ લી                    પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૮ માર્ગશિર્ષ શુદ ૨.

શ્રી મહાલક્ષ્મી પ્રીન્ટીંગ પ્રેસ–રીચીરોડ બાલાહનુમાન
અમદાવાદમાં શાહ ગીરધરલાલ પ્રેમચંદે છાપ્યું,

કીંમત ૦–૧૨–૦ પોષ્ટેજ જુદું

| પ્રષ્ટ | લીટી | અશુદ્ધિ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૨૦ | રાખ્યાં | રાખ્યા |
| ૪ | ૨૧ | લખ્યાં, | લખ્યા |
| ૫ | ૧૬ | મ્હેડે | મોદે |
| ૭ | ૧૨ | કર્યો | કર્યો |
| ૭ | ૧૭ | અંશમાન | અસમંજ |
| ૯ | ૧૭ | રહ્યાં | રહ્યા |
| ૧૦ | ૮ | આાવવો | આવ્યો |
| ૧૦ | ૧૨ | તા | તો |
| ૧૦ | ૨૧ | મ | મૈ |
| ૧૪ | ૧૨ | સાનમાં | સાલમાં |
| ૧૬ | ૧૩ | ૦૦ | ૧૦૦ |
| ૧૭ | ૨ | માગો | માર્ગો |
| ૧૭ | ૨ | બોલતુ | બોલનું |
| ૧૭ | ૬ | प्रमूयते | प्रमू।तै |
| ૧૭ | ૧૫ | વિના | નિાાા |
| ૨૦ | ૧૦ | ચંદ્રે | ચદે |
| ૨૦ | ૬ | वर्षें | वर्ष |
| ૨૦ | ૬ | पाड | पीडा |
| ૨૧ | ૮ | મલખીઓ | મસ્તાલચાઓ |
| ૨૧ | ૧૮ | યં | યાં |
| ૨૨ થી ૨૩ | નું હેડીંગ | અદલ બદલ છે | |
| ૨૩ | ૨ | સ્થાન | સ્થાન |
| ૩૬ | ૧ | કુલંકી | કુલકો |
| ૩૭ | ૧૫ | धिरजाणी | धिरजाराणी |
| ૩૮ | ૨૦ | सोहेर | सारेह |
| ૪૦ | ૧૪ | શું | કથુ |
| ૪૦ | ૧૮ | પુજા | પ્રજા |
| ૪૧ થીતે ૬૪ | સુધી હેડીંગ | અદલ બદલ છે | |
| ૪૨ | ૫ | આાવશે | આવશે |

| | | | |
|---|---|---|---|
| ४४ | ६ | विहार | विहाग |
| ૪૪ | ૮ | તેનો | તેના |
| ४४ | १२ | पापोयाँ | पापीया |
| ४४ | १७ | धें | धें |
| ४४ | १८ | तरको | तुरकों |
| ૪૭ | ૪ | ઙંધે | ઙંધે |
| ૪૭ | ૬ | દેવ | દેવું |
| ૪૮ | ૩ | કરી | હરી |
| ૪૯ | ૭ | રાસાર | સંસાર |
| ૫૨ | ૧૨ | કરો | કરી |
| ૫૪ | ૧૮ | િકલક | નિકલંક |
| ૫૪ | ૧૮ | શાિત | શાંતિ |
| ૫૭ | ૧૧ | સુખો | સુખી |
| ૬૦ | ૯ | મહાત્મય | ગરુડ તમે |
| ६१ | १ | को | कों |
| ६१ | ४ | होन | होनें |
| ६१ | ७ | नोच | नीच |
| ६१ | ७ | केर | कहे |
| ६१ | १६ | लोभो | लोभी |
| ૬૩ | ૫ | ખાશે | ખાશે |
| ૬૪ | ૩ | કેલ | કેલા |
| ૬૪ | ૧૫ | બરી | બેરી |
| ૬૬ | ૪ | વાળે | વાળો |
| ૬૯ | ૧૩ | આમગ | આગમ |
| ૭૭ | ૧૨ | કારણેથી | કારણોથી |
| ૭૮ | ૧ | કેઈ | કોઇ |
| ૮૦ | ૬ | જરાવધ | જરાસંધ |
| ૮૦ | ૬ | કમ | કંસ |
| ૮૦ | ૧૫ | શગી | શગી |
| ૮૦ | ૧૯ | ઉધ | ઉંધ |

| | | | |
|---|---|---|---|
| ૮૩ | ૧૯ | એકહિને | એમકહિને |
| ૮૯ | ૧૮ | ખ | સુખ |
| ૯૦ | ૧૦ | વર્તણું કો | વર્તણુંકોને |
| ૯૧ | ૧ | બાળવા | બદલવા |
| ૯૧ | ૨૦ | બદલવા | બદલવા |
| ૯૧ | ૨૧ | શર્મી | શર્મી |
| ૯૨ | ૫ | રાખી | રાખી |
| ૯૨ | ૧૨ | કાઈ | કોઇ |
| ૯૨ | ૧૪ | કેટલાંએક | કેટલાએક |
| ૯૩ | ૧ | થા | ગો |
| ૯૦ | ૧૮ | નિર્ણય | નિર્ણય |
| ૯૯ | ૯ | તેનો | તો |
| ૧૦૦ | ૪ | લોકામ | લોકામાં |
| ૧૦૪ | ૧ | રિગણ્યા | રિંગણાં |
| ૧૦૪ | ૭ | ઝાલનારોઆ | ઝાલનારાઓ |
| ૧૦૭ | ૧૯ | શરીક | શરીર |
| ૧૦૮ | ૨૦ | વે | છીવ |
| ૧૦૯ | ૬ | બીઆક | બીખાક |
| ૧૦૯ | ૬ | બ નાયેછે | બનાવેછે |
| ૧૧૧ | ૩ | નાનથી | નાત્થા |
| ૧૧૧ | ૧૧ | વતમાન | વર્તમાન |
| ૧૧૨ | ૩ | અકેક | એકેક |
| ૧૧૩ | ૧૨ | જાળ | જળ |
| ૧૧૫ | ૯ | વતન | વર્તન |
| ૧૧૮ | ૨ | સ્મતિઓ | સ્મર્તિઓ |
| ૧૧૮ | ૫ | સપૂણ | સંપૂર્ણ |
| ૧૧૮ | ૬ | ધમ | ધર્મ |
| ૧૧૯ | ૧૨ | પરમાત્માના | પરમાત્માનો |
| ૧૧૯ | ૧૨ | ધમ | ધર્મ |
| ૧૨૦ | ૬ | ધમ | ધર્મ |
| ૧૨૨ | ૮ | ગદુ | ગંદુ |
| ૧૨૨ | ૧૩ | કનનું | કાનનું |
| ૧૨૬ | ૬ | પ્રમણે | પ્રમાણે |
| ૧૨૬ | ૧૨ | મુગા | મુંગો |

| | | | |
|---|---|---|---|
| ૨૦૪ | ૧૫ | પડાતો | પડતો |
| २०५ | २० | ० | નામ[illegible] |
| २०६ | ११ | रीसाइ | रा[illegible] |
| ૨૦૮ | ૭ | વીશધણુા | વા[illegible]ણી |
| ૨૧૨ | ૧૧ | આહ્ય ણુ | ઇ[illegible] |
| ૨૧૪ | ૧૫ | વગેરે સુતકને | વિગેરેને સુતક |
| ૨૧૫ | ૧૭ | સાભાગ્ય | સૌભાગ્ય |
| ૨૧૭ | ૧૨ | તમ | તેમ |
| ૨૧૭ | ૨૦ | તાજ | તોજ |
| ૨૧૮ | ૧૩ | વષે | વર્ષે |
| ૨૧૯ | ૨ | જેમ | જે |
| ૨૧૯ | ૨ | ૦ | દેશોદય |
| ૨૨૩ | ૭ | બરી | બૈરી |
| ૨૨૩ | ૯ | બરી | બૈરી |
| ૨૨૩ | ૧૭ | સ્રા | સ્રી |
| ૨૨૩ | ૨૨ | ૦ | હાથપગ |
| ૨૨૬ | ૩ | ચદન | ચંદન |
| ૨૨૯ | ૧૫ | બેને | બેરેને |
| ૨૩૩ | ૭ | કમા | કર્મો |
| ૨૩૫ | ૧ | આવડતુ | ઓ[illegible]તું |
| ૨૩૬ | ૧ | તત્વવત્તા | તત્વવેત્તા |
| ૨૪૦ | ૧૦ | નમોઢે | તોમોઢે |
| ૨૪૧ | ૨૨ | પુા | પુન |
| ૨૪૩ | ૯ | પરમેશ્વવર | પરમેશ્વર |
| ૨૪૫ | ૫ | અમા | અમારા |
| ૨૫૧ | ૧૬ | વણુ | વર્ણને |
| ૨૫૧ | ૧૮ | તમન | તમને |
| ૨૫૫ | ૭ | કાયા | કર્યો |
| २५७ | १८ | ब्राह्मणा | [illegible]ह्मणो |
| २५९ | १४ | जस्मना | जन्मना |
| २५९ | १६ | श्रियालय | श्रियालय |
| ૨૬૨ | ૨૧ | વષા | વર્ષો |

| | | | |
|---|---|---|---|
| ૨૬૨ | ૨૨ | બાદશાહાન | બાદશાહનિ |
| ૨૬૩ | ૪ | જ્ઞાતિ | જ્ઞાન |
| ૨૬૪ | ૧૧ | રંજ | રજ |
| ૨૬૭ | [illegible] | તેવા | તેવો |
| ૨૭૨ | ૧૮ | ડાઢી | ટાઢી |
| ૨૭૫ | ૫ | આપ્યાછે | આપ્યાં છે |
| ૨૭૫ | ૯ | છોકરાંના | છોકરાંનો |
| ૨૮૩ | ૬ | રૂઢીસા | રૂઢીસો |
| ૨૮૩ | ૩ | બેષને | વેષને |
| ૨૮૩ | ૩ | પરજો | પરહરજો |
| ૨૮૬ | ૨ | મહાસત્તા | મહદ્સત્તા |

॥ सो ॐ हं ॥

# आगमवाणी

અને

# सुखसिंधु.

## भाग १ लो.

યાને ભારતનું ભવિષ્ય ભાંખેલું વર્તમાન સમયને
લાગુ પડતું. સંગ્રહ કરી ભાવાર્થો સહિત
રચી પ્રકાશીત કર્તા


બ્રહ્મર્ષિ વિશ્વનાથાત્મજ નારાયણ શર્મા.
( વાંસવાડા–રાજપુતાના. )





આવૃત્તિ ૧ લી— પ્રત ૧૦૦૦.
સંવત ૧૯૭૮ માર્ગશિર્ષ શુદ ૨
કીમત ૧—૪—૦

# ॥ विज्ञप्ति ॥

## ( સુચના )

પ્રિય સજ્જન વાંચક વૃંદો પુસ્તક

વાંચો તે પુરૂંજ વાંચજો. વાંચીને જેને જેટલું સમજમાં આવે તેણે તેટલું તુરત ઉપયોગમાં લઇ લેવું. પુસ્તક વાંચવાથી લાભ કે સુખ નથી મળતું પણ પુસ્તકમાંથી વિગત સમજી લઇને પોતે તેવું આચર્ણ પાળવું અને બીજાઓને પળાવવાને સમજાવવું. અજાણ્યા હોઇએ તેની માહિતગારી મેળવવાને માટેજ પુસ્તકનો આધાર લેવો પડે છે.

પુસ્તક વાંચનારાએ વાંચીને કાંઇ ને કાંઈ તો ગુણ ગ્રહણ કરવો જોઇએજ. ગ્રહણ કર્યાની એજ નીશાનિ છે કે સુખ અને લાભદાઈ જણાતુ હોય તેવું કામ કરવું શરૂં જ કરીયે. અને જે હાનિ કર્તા અને દુઃખદાઇ હોય તેને તુરત તજી દેવું જોઇએ.

લી. બ્રહ્મર્ષિ નારાયણ શર્મા.
( વાંસવાડા).



પુસ્તક મળવાનું ઠેકાણું.
ત્રીવેદી માણેકલાલ મગનલાલ ઠેં૦ મરડીઆ પોળમાં.
જીલ્લે ખેડા ( ગુજરાત ) મું૦ મહેમદાવાદ સ્ટેશન.

# ॥ विनयपत्रिका ॥



પુસ્તકમાં જે કાંઈ ભુલો પડી હોય તે સુધારી લેવી સ્વબિંદુ માત્રા કે પ્રયાસ વિષય સબંધનિ ખામિ ઉપર નજર ન કરતાં હેતુ શો છે તેને સમજી લેવો. એવા તાત્પર્યને ધ્યાનમાં રાખીને વાંચવાથી સુખ અને લાભનો મતલબ મળી શકશે

મે કાંઇ મ્હોટાઇને માટે કે કોઈના ઉપર દ્વેષ ભાવથી લેખ નથી લખ્યો પણ સુખ અને ધર્મના લાભ માટે જે કાંઈ કહ્યું છે તેનો સવળો અર્થ સમજીને સુધારો કરી લેવાને માટે મારી ખાસ ભળામણ છે પ્રથમ તો પોતાની ભુલોને સુધારવાથી બીજાનિ ભુલોને સુધારી શકીશું.

દોહરો.

નારાયણ નિજ હિયમે અપનો દોષ નિહાર
તાપી છેં તું ઓરકો અવગુણ ભલે બિચાર.

જે કાંઈ મેળવવું હોય તેનિ ભુલતો જરૂર સુધારવિ પડશે

આ મ્હારી બાળપોથીને સજ્જનોએ પુરો ઉપયોગ કરવો ઘટે છે કે નહિ તેનિ મને શંકા નથી કેમકે

હજુ હું બે વરસનોએ નથી થયો એટલે તોતરી (કાલીઘેલી) બોલી વાપરૂંછું જેઓ બાળકનિ બોલીમાં સમજી શકે તેને તો ઘણોજ આનંદ મળી શકશે પણ જે બાળક જેવો ન બનિ શકે તો બાળકનિ સમશ્યામાં સમજ ન પડવાથી કંટાળીને બાળકને ધમકાવી દેવાનો ઉપાય કરે છે તેમજ જેને જેમ સમજાય તેમ ખરૂં. મ્હારી સમજ પ્રમાણે મેતો લખી દીધું છે પણ વાંચનારાઓએ પોતાનિ સમજ પ્રમાણે સવળું સમજી લેવું. બાળકને દોષ દેવાથી વડીલોને લાંછન છે. (પ્રશ્ન) તમે બાળક છું એમ જુઠું કેમ લખો છો તમોને તો (૩૫) વર્ષ થયાં છે. (ઉત્તર)--સો વર્ષ થયાં હોય અને સારા સારનિ સમજ કે સુખના લાભનિ સુઝ ન પડે તો તે બધાંએ વર્ષો પાણીમાં ગયાં છે.

તેમજ મને બે વર્ષથીજ માણસ થવાની ઉમેદ થઈ છે એટલે બીજાં વર્ષોને માણસના જન્મમાં કેમ ગણી શકું. સં. ૧૯૭૬ ના શ્રાવણ પુરૂષોત્તમમાં જે પરમેશ્વરનાં બક્ષીસ તારોનું હૃદયમાં ઉભરાવું થયું તે અવર્ણનિય હોવાથી ન લખી શકાય. ત્યાંથી મેં મ્હારો માણસનો અવતાર ગણ્યો છે. તે દીવસથી જે લેખો ટાંકી રાખ્યાં છે તે ઘણા જુસ્સા ભરેલા હોવાથી [illegible] લખ્યાં છે તોય પણ કઠોરતા ભરેલા હોય તેવા લેખો છે. તેથી વધારે લાભ માનવા જેવો છે કેમકે કોમળ અને

પ્રીય વાણી તો સો કોઈ બોલે છે પણ હિતકારક કઠોર વાણી ત્રણ જણોએ વાપરવિ એમાં સુખ અને લાભ સમાયલો છે. જો ગુરૂ–મંત્રિ–અને વૈદ્ય એ ભય કે શરમથી કે લોભથી જો મીઠું ( પ્રીયજ ) બોલેતો ધર્મ–રાજ અને દેહ ત્રણેનો જલદીથી નાશ થાય છે.

दोहा–सचिववैद्य गुरू तिनि जो प्रीयबोलहि भय आश ॥
राज धर्म तनु तिन कर होई बेगहि नाश. ३७

( રામાયણ લંકા કાંડ ) માટે ભલાઈની બાબતમાં જે કઠોર વચનોને કેહવું અને સાંભળવું એ સુખનું મુળ છે.

આપણે ભય કે શરમમાં રહેવાથી આજે પરાધિન સર્વ પ્રકારે થઈ પડયા છીએ. આત્મા અને દેહનું સ્વતંત્ર પણું કરવું એ સર્વ સ્વતંત્રતાનું મુળ છે. માટે શાક રોટલામાં નિર્વાહ કરવો અને જાડાં મજબુત વસ્ત્રો ટાઢ વાય તો પહેરવાં. અન્ન વસ્ત્રા વિના નહિ નભે. બીજા બધાએ લોકવ્યવહારોનો ત્યાગ કરવાથી નભી શકશે. મ્હોડે કહેવાથી લાભ નથી. કરવાથી લાભ અને સુખ છે.

पठका पाटका श्चेव येचांन्ये शास्त्रचिंतकाः ॥
सर्वे व्यसनिनो मूर्खायः क्रियावान्सपंडीतः

( ભારત વન પર્વ અધ્યાય ૩૧૩ શ્લોક ૧૦ ) ભ·

ણનારા ભણાવનારા ( સાંભળનારા કે સંભળાવનારા ) અને બીજાઓ શાસ્ત્રોનું ચિંતવન-મનન કરનારા એ બધાએ વ્યસનિઓ છે ( અર્થાત વાંચવા સાંભળવામાંજ ખુશી થવું એટલાએક એવિ ટેવજ પડી ગઈ છે ) તે બધાએ મૂર્ખા છે પરંતુ જેટલું જેણે જેવું જાણ્યું છે તેટલું તેણે તેવું કાર્ય કર્યું હોય તે પંડીત છે કર્મોને કરનારો પંડીત છે પણ પુસ્તકોનું પઠણ કરવામાંજ કાર્યની સંપૂર્ણતા સમજનારો તો વેઠજ કરે છે-મ્હારા ગુરૂદેવને મે પ્રશ્ન પુછયો હતો કે-થોડું એ? ભણવાથી બધુએ ભણાઈ જાય તેવું હું શું ભણું-ઉત્તર સમય ભણો. જે સમય ભણ્યો છે તે બધુંએ ભણ્યો છે-લગ્ન કરતી વખતે સ્ત્રી પુરૂષ બંનેને શું ભણાવે છે કે ( સમે વર્તે સાવધાન ) જે સ્ત્રી પુરૂષો સમય પ્રમાણે વર્તિ લેશે તે હોશીયાર છે-તે ઉપરથી આપણે શું સમજવું જોઈએ કે આપણો આ સમય બીલકુલ ટુંકા ખર્ચથી નભાવી લેવા જેવો છે. જેમ બને તેમ કુવ્યવહારોના ખર્ચા ઓછા કરવામાંજ આત્મોન્નતિ દેશોન્નતિ કે જ્ઞાતિ ઉદય સમાયલો છે તે માટે આગમ વાણીથી થવા કાળ સુચવ્યો છે અને સુખ સિંધુથી આચર્ણ આચરવામાં સુખ સમજાવ્યું છે. આ પુસ્તકને સુજ્ઞ સજ્જનોએ હસ્ત કમળમાં શોભાવવું એટલુંજ નહિ પણ બધા પુસ્તકને વાંચી મથન કરીને સાર જે તત્વ વસ્તુ ( ઘી ) હોય તેને હૃદય

કમળમાં સંપૂર્ણ ભરી દઈને તેના બળનો પુરેપુરો ઉપયોગ કરવો સર્વ પ્રકારની સ્વતંત્રતાને પ્રાપ્ત કરવી એજ ધર્મ અને સંપુર્ણ સુખનું મુળ છે.

ધર્મને માટે ધ્રુવજીએ સોકી (ઓરમાન) માના કઠોર મેહેણાંના વચનનો સવળો અર્થ લીધો તો અવિચળ પદને મેળવ્યું છે તેમજ ધર્મને માટે ધ્રુવજીએ બાળાપણમાં મા બાપ ઘર રાજ બધુએ છોડયું હતું ધર્મનેજ માટે પ્રહલ્લાદજીએ હિરણ્યકશ્યપુ બાપનો હુકમ (આજ્ઞા) નમાનિ હતિ. ધર્મનેજ માટે બળીરાજાએ ગુરૂનું વચન ઉલંઘન કર્યું હતું. ધર્મનેજ માટે ભરતજીએ માનો અનાદર કર્યો હતો. વિભિષણે ભાઇનો ત્યાગ કર્યો હતો. ઋષિપત્નિઓ અને મીરાંબાઇએ પતિનો ત્યાગ (વચનનો અનાદર) કર્યો હતો. ભર્તુહરિએ પ્રીય સ્ત્રિયો અને રાજપાટને છોડયું હતું. રઇયતના સુખ અને ધર્મને માટે સગર રાજાએ પ્યારા પુત્ર અંશુમાનને દેશનિકાલ હદ બહાર કર્યો હતો. બ્રહ્મર્ષિઓએ શ્રાપ દઇને અધર્મિ વેણુ રાજાનો નાશ કર્યો હતો. સતિ ધર્મ જાળવવાને માટે અનુસુયાજીએ બ્રહ્મા વિષ્ણુ અને મહાદેવને છ છ મહિનાંનાં બાળક બનાવ્યા હતા. સીતાજી અને દ્રુપદાજીએ ધર્મને સાચવવા અનેક સંકટો વેઠયાં હતાં. ભ્રગુરૂષિએ શ્રાપ દઇને દંડકરાજાના બધા દેશનું દટણ (માટીમાં મે-

ળવી દેવું ) કર્યું હતું. કુબેરભંડારીએ પોતાના ભાઇ રાવણુનો શ્રાપ વડે કુટુંબ સહિત નાશ કર્યો હતો. ફરશુરામજીએ ધર્મને માટેજ મા અને ભાઇઓનો સંહાર કર્યો હતો. નરસિંહ મેહેતાએ ન્યાત અને રાજાનો ભારે ત્રાસ સહન કર્યો હતો. એવાતો અનેક જણાએ ધર્મના રક્ષણ માટેજ અઘરાં અને વિકટ કામોની પુરી કસોટી કરી છે તો પછી આપણુ એક તુચ્છ (નજીવો) લોક રૂઢીના ખર્ચાઓનો ત્યાગ ધર્મના રક્ષણ અને આપણા સુખના લાભ માટે કેમ ન કરી શકીએ. શુદ્ર વ્યવહારોને છોડવા જેટલીએ આપણામાં આત્મશક્તિ ન હોય તો ધર્મનું રક્ષણ નથીજ કરી શકવાના નરસિંહ મહેતાએ ભાભીનું મેણું સહન કર્યું ન હતું તેમજ મ્હારાં કઠોર વચનોને સજ્જનો સહન ન કરી શકો તોજ નરંસિંહ મેતાના જેવો ઉત્તમ સુખનો લાભ મેળવી શકશો. सर्वे व्यर्थं मरण समये धर्म मेकं सहाय. માટેજ કુવ્યવહારોને છોડી ધર્મનેજ પાળવો. ધર્મ પાળવામાં મજબુતી રાખવાને માટેજ આ પુસ્તક રચ્યું છે. તેમજ સહુને સમજણ પડી શકે તેવા સરળ શબ્દોમાં ગુજરાતી ભાષામાં અને ગુજરાતીજ અક્ષરોમાં ભાષા કે અક્ષરોનો કાંઇ મતલબ નથી કોઇ પ્રકારે સમજી લેવું જોઇએ વાંચનારાઓએ ભુલચુક સુધારીને વાંચવું. જેટલું સમજાય તેટલું પાળવામાં દ્રઢ થવું. એ સુખનું મુળ છે. શ્રીરસ્તુ–

# છેક ટુંકુંજ વિવેચન.

## ( ગુરૂદત્તાત્રેય મહારાજજીનો સમાગમ )

સદ્‌ગુરૂ શ્રી હરિનારાયણ મહારાજજી બાલ બ્રહ્મચારી ૧૩-૧૪ વર્ષની અવસ્થામાં તિર્થાટન કરવા નીકળ્યા હતા. અમદાવાદની ધર્મશાળામાં શાહુકારથી પ્રથમ સમાગમ થયો. તેણુાંની સાથેં પોરબંદર સુધિ છ મહિને પોંચી (સુદામાપુરી) રહ્યાં ત્યાં અડધિ રાતના વખતે ઓઘડ બાવાનું રૂપ ધારણ કરીને બોલ્યા બચ્ચા ભગજા નહિ તો મે ખાજાઉંગા હરિનારાયણ મહારાજજીએ કહ્યું કે મ્હારૂં શરીર એવા ઉપગારના કામમાં આવે તો હું ઘણોજ ખુશી છું તુરત રૂપ બદલીને મહાદેવનું સ્વરૂપ ધારણ કરીને સાધન મંત્રનો ઉપદેશ આપ્યો અને ગીરનાર જવાનું કહ્યું ત્યાર પછી બીજી કેટલીક વાતો કરીને અંતર્ધ્યાન થયા ત્યાંથી ગુરૂદેવ ગીરનારમાં પધાર્યા છ માસના પ્રથમના અભ્યાસથી ચિત્ત દ્રઢ અને નિષ્કામતો એવું થયું હતું કે ચહાય શરીરનો નાશ થઇ જાઓ કે ભલે તે રહો એક ગુફાની અંદર આસન ધુણી લગાવીને ત્યાં ઘણો વખત રહ્યાં બીવડાવવાને નીત્ય ત્યાં વાઘ આવતો હતો પણ તેની પરવાહજ ન હતી. આખર અભ્યાસ પાન કુદકે ભસ્મનો અહાર કરીને પુરો કર્યો એવી રીતે બે ત્રણ વર્ષ રહિને પછી ત્યાંથી નર્મદા કીનારે જવા નીકળ્યા ધોળકાના લગ-

ભગ થતાં રસ્તામાં જંગલની ગંભીર ઝાડીને વિષે અવ-
ધુત રૂપે બેઠેલા દત્તાત્રેય મહારાજ મળ્યા ત્યાં તારક
મંત્ર ( બ્રહ્મ ગાયત્રિ ) નો બોધ કર્યો—તે પછી અગમ
નિગમની વાતો કરીને સંપુર્ણ દૈવી જ્ઞાનનું રહુસ્ય સમ-
જાવ્યું. તે પછી થોડીવારમાં રંગ બદલ્યો બચ્ચા મેરેકું
તો ભુખ લગી હે સો તેરેકું ખાજાઉં તેરેકું ખાતોજાઉં
પરંતુ પાચન નહિ હોગા ઈસલીએ ગાંજા પીના પડેગા
સો આગ લે આવવો સામના કુછ ગામ દીખ રહા હે
જલ્દી દોડતા જાકે લે આવ મે ભુખે મરતા હું એવું
ભયાનક વચન સાંભળી ગુરૂદેવ ડરી ન ગયા હતા. પણ
ઘણાજ હર્ષભેર મુડીઓવાળીને દોડયા. દેવતા લઈને
આવીને જોયું તો ત્યાં કોઈ નહતું પણ ઘણા જોરમાં
વાઘનો ઘુરઘાટો સાંભળ્યો પછી હતું તેવું રૂપ પ્રગટ
કરીને આવ્યા કયું બચ્ચા ડરતા નહિ હે જા નર્મદા
તીર પર ફીર મીલુંગા તેરેકું જલ પીના હોતો પીલે
પોશમાં ભરી પાણી પીવા ગયા એટલે ડંડા લેને બોલ્યા
કયા તેરે બાવાકા માલ હે સો મુફતમે પીતા હે એમ
સુપનામાં સર્વ સમજાવી અંતર ધ્યાન ગુરૂદત્તાત્રેય મહા-
રાજ થયા તે પછી ઘણે વર્ષે શુક્લ તિર્થમાં નર્મદા કીનારે
ફેર મળ્યા ચલો બચ્ચા ઉત્તર ખંડ અબ ઈહાં સતપુષોકો
રહેના ઠીક નહિ હે. નર્મદા મૈયાકે તિરપર રહેના હોતો
આગમ વાણી બંધ કરકે રહો કયુ કે લોક સ્વભાવ તો

બહોત દયાલુ હે અને જગત તો પાપ કર્મથી દુખી દુઃખીના પાર થવાનું છે. જેમ કક્ષેદામાં ધાણી પપડે તેમ દુઃખોથી ખદ્બદી ઉકવાનું છે તે તારાથી નહિ જોઇ શકાશે ભલે રહે સંભાળીને રહેશો-એમ કહિ ઉત્તરાખંડ પધાર્યા-

ત્યાર પછી ગુરૂ મહારાજનું ફરતુંજ આસન હતું નર્મદાજીની રેતિમાં મસ્ત રહેતા હતા. તે તોલીને જળ વાપરતા આખા દીવસનું બશેરજ તેમના ઉપદેશી મહાસ હેદરાબાદ નડીઆદ વેણા ઠાસરા ડેલી અંકલેશ્વર અને વાગડ દેશમાં છે તેમના આગ્રહથી એક જગાએ આસન ફરવાનો વિચાર કરીને ક્ષેત્ર કરનાળીમાં નર્મદાજીના કીનારા ઉપર નર્મદાજીના મંદીરમાં સં. ૧૯૫૭ માં સ્થિર આસન કર્યું. ૧૯૫૮ માં મને મ્હારાં માતુશ્રી ગોદાવરી બાને બેન મથુરાને ગુરૂ મહારાજનો સમાગમ થયો. આમોને ટુંકામાંજ સરળ સાધન સમયાનુસાર સમજાવી દીધું પૂર્વના મ્હોટાં પુન્યોના યોગે એવા સંત પુરૂષોનું મળવું થાય છે. તુલસીદાસજીએ કહ્યું છે કે—

दोहरा—मुख देखत पातकहरै परसत कर्म बिलाहिं—
बचन सुनत मनमोह गत पूरब भाग मिलाहिं

એવું અમારે થયું બેન મથુરાનું લગ્ન કરવાનો યોગે ત્યાંજ આવ્યો. (અમારો સત્સંગ)-પશ્ન જન્મ મરણ

ટળે એવું શું સાધન છે. ઉત્તર-કામનાથી રહિત થઈને પોતાના આત્માનું જેવું સ્વરૂપ છે તેવું ઓળખો કે ગુરૂના શુદ્ધ સ્વરૂપમાં સુરતા રાખીને સ્મરણ અને ગુરૂના વચનમાં પુરો વિશ્વાસ રાખવાથી કલ્યાણ છે. પોતાના મનનો ગુરૂ તો જ્યારે મનજ થશે ત્યારે કલ્યાણ છે-પ્રશ્ન આપની છબી ( તસબીર ) પડાવીએ તો અમારે ધ્યાન ધરવા અને પુજા કરવામાં ઠીક પડે. ઉત્તર ગુરૂના સર્વ વ્યાપક ચેતન્ય સ્વરૂપની મુર્તિ જો તમ્હારા હૃદય કમળમાં ન ઉતારી હોય તો કાગળીયાની છબીને પુજો. તમો જડ જેવા રહ્યા છો તો હવે જડ કાગળનેજ પુજવાનો વખત આવશે. ( તે સમશ્યાને અમો નહિ સમજ્યા તેથી હાલ વેણા ગામમાં છબીની પુજા થે રહી છે. આવા સદ્ગુરૂના ઉપદેશથીએ જ્ઞાન ન થાય તો દુનિયાં કુટાય તેમાં કાંઇ નવાઈ નથી ) પ્રશ્ન પરમાત્માને કોણે ઉત્પન્ન કર્યા. ઉત્તર તમોને કોણે ઉત્પન્ન કર્યા તેની તો કાંઈ અમોને સમજણ પરતી નથી. ભાઇ સંસાર વૃક્ષને જાણો તો તમોને સમજણ પડે. આ કળીયુગમાં જ્યારથી બીંદ પ્રજા થઈ છે ત્યારથી અજ્ઞાન પેઠું છે. તેથી ખરી વાતની સમજણ નથી પડતી. જેવી રીતે જળના બિંદમાંથી તમ્હારૂં અવતરવુ થયું છે. તેવીજ રીતે એક તત્વના જળમાંથી પરઆત્મા ( સમજબ્રહ્મ ) નું વીસ્તરવું થયું છે. તે માયા ગુણની ઉપાધિથી રહીત હોવાથી સર્વ વ્યાપક અને સ્વતંત્ર છે

અને તમો માયામાં મમતાથી જડ થતા ગયા તેમાં પરાધીન પણાને પામ્યા છો. પ્રશ્ન મે જે જે પુસ્તકો વાંચ્યાં છે તેમાં માયા અને ગુણુ વિનાનું કાંઈ છેજ નહિ. ઉત્તર ભાઈ પુસ્તકો (શાસ્ત્રો) તો હુવણાંજ થયાં છે તેમાં કાંઈ નવાઈની વાત માનવા જેવી નથી સૂર્ય ચંદ્ર એ કાલ સવારના થયા છે. પ્રથમતો મણીઓનોજ પ્રકાશ હતો. તેમજ તમો જ્યારથી અજ્ઞાની થયા ત્યારથી શાસ્ત્રોનો આધાર લીધો. જ્ઞાન જો તેમાં હોય તો પંડીતો છે તે લોક રૂઢીને આધારે કાંઇ ચાલે. નહિ દેખતાને દીવો કે લાકડીનો આધાર કાંઈ લેવો પડતો નથી. પણ આંધળાને દીવો હોય તોય શું દેખાય તેને તો લાકડી હોય તોજ ડગલું ગમે ભરાય. તેમ જ્ઞાનવાનને તો સર્વ સુઝ પડી શકે.

જે છુટો હોય તે બીજાને છોડે. બંધાયલો શી રીતે છોડશે. જે માયાના સ્વરૂપ ગુણોને એ ન જાણે તે શું બોધ દઈને ભવબંધન છોડાવે. પુસ્તકોમાં પુરેપુરૂ લખાયું ન હોય તેમ અદલ બદલ થવાથી મુળરહસ્ય જતું રહ્યું હોય અને વાંચનારામાં જ્ઞાન હોય નહી તો ખરો મતલબ કયાંથી સમજાય-તે પ્રમાણે સજ્જનોએ થોડામાં સમજી લેવું ગુરૂદેવ ઉદીચ બ્રાહ્મણ હતા. જન્મભુમી ગામતાં મટીઆ (રી. ડુંગરપુર) સં. ૧૯૭૬ ના પોષ શુદ ૧૫ ને દીવસે દેહ છોડી સ્વધામ પધાર્યા.—

જયસચ્ચિદાનંદ બીજા લેખમાં વીસ્તારથી લખાશે.

# आगमवाणी.

## भाग १.

## प्रकर्णु १.

સદ્ગુરૂ સચ્ચિદાનંદો વિજયતે

દોહરા.

આગમ [1]ગાથાકો કથે ભારે ભેદ વિચિત્ર
તે સમશ્યાથી સુચવું પરમાનંદ પવિત્ર. ૧

સંકેત કરી શું દાખવું ઝીણી વાત અનેક
વાંચીને વિચારતાં ઉપજે જ્ઞાનવિવેક. ૨

એક પુરાણો લેખ કોઇ ભવિષ્યવેત્તાનો હુસ્ત લીખીત મને મળ્યો છે. મોડાસાથી પાંચ ગાઉ દુર આવેલા ગામ દધાલીયામાંથી સં. ૧૯૭૨ ના સાલમાં તે લેખ પુરો તો મેં લખી લીધો નહુતો ઉતાવળના કારણને લીધે જે સારાંશ લખી લીધો છે તે નીચે પ્રમાણેનો હતો. તેમ તેનો સંવત્ જડયો નથી તે લેખ જાડી ભાષામાં મુળ હતો તેનો ગુજરાતી ભાષામાં સ્પષ્ટ સુધારો કર્યો છે પણ મુળ

[1] વાણી.

હેતુઓ બીલકુલ ફેરફાર કર્યા નથી તે નિમ્ન લીખીત છે. ચાર યુગોની વ્યવસ્થાનો સારાંશ-કૃતયુગ ( સતયુગ ) માં તાલ[1] ૨૧) પુરૂષ ઉંચા હતા-ધર્મના પગ ૪) હતા બ્રાહ્મણ યાચ[2]તા નહિ-ભણ્યા વિના વેદ આવડતા-પ્રથવી સદા રસ આપતી-માતા પીતા પહેલાં સંતાન મરતાં ન હતાં-વનસ્પતી સદા ફળતી-લોકોને વ્યાધિ કે વિયોગ ન હતાં-સ્રિયો પતિવૃત્તા ધર્મ પાળતી.

हीनांगो नैव दुष्टाच दुःशिला नैवदुर्भगा ॥
हिनस्तनि न वंध्याचन कोपी व्रूणहा भवेत् ॥ १ ॥

અર્થ---કોઇ સ્રી અંગભંગ લુલી લંગડી નહિ કે દુષ્ટા કુકર્મિ ગચડેલ કે ખાર કર્મિ પતીનો અનાદર કરનારી કે દુર્ભગ-ખરાબ અવયવની નહતી તેમજ સ્તન રહિત કે વાંઝણી નહતી, તેમજ કોઇ સ્રી બાળકને મારી નાખનારી ( ગર્ભપાત કરનારી ) બીલકુલ ન હતી 'અસ્તિ' ( હાડકાં ) મય પ્રાણ રહેતા-રત્નના નાણા ચાલતાં-મનુષ્યની ૧) લાખ વર્ષની આયુષ્ય હતી ૧૦) હજાર વર્ષની

---

૧ તાલનું માપ બન્તે હાથ લાંબા પહોળા કરવા તે ૧) તાલ ગણાય છે અર્થાત ૩॥) હાથનો એક તાલ થાય છે એટલે કુલ ૭૩॥) હાથના ઉંચા હતા---૨ ભીખ માગવાનો ધંધો નહિ હતો.

સ્ત્રી ગર્ભ ધારણ કરતી-માનસીક પ્રજા થતી ૧) હજાર વર્ષના બાળક ગણાતાં. સત્વગુણી પ્રજા હતી.

૨) ત્રેતાયુગ માં [1]તાલ ૧૪) મનુષ્ય હતાં-ધર્મના પગ ૩) હતા-૧૦) હજાર વર્ષનું આયુષ્ય હતું-ચર્મા-સમા પ્રાણ ( ચામડી રહે ત્યાં સુધી જીવ ટકી રહેતો ) સુવર્ણના નાણાં ચાલતાં-૧) હજાર વર્ષની સ્ત્રી ગર્ભ ધારણ કરતી ૧૦૦) વર્ષનાં બાળક ગણાતાં હતાં-૧ ઘણું દાનને ૧૦) ઘણું ફળ-રાજા બ્રાહ્મણને ઘેર નમસ્કાર અર્થે જતા-વાચીક-વાણીથી શબ્દ પ્રજા થતી-કીંચીત રજોગુણ હતો.

૩) દ્વાપરયુગ માં [2]તાલ ૭) મનુષ્ય હતાં-ધર્મના પગ ૨) હતા-રૂપાના નાણા ચાલતાં-૧) [1]ઘણું દાન ને ૧૦૦) ઘણું ફળ-કાઈક-દ્રષ્ટિ પુત્ર થતા-રૂધિર સમા પ્રાણ એક વાર બોલતા તે ૨૧) વાર પાળતા-બ્રાહ્મણ સંપૂર્ણ વેદ ભણતા-ગાય સવા ઘડો દુધ દેતી લોક અસત્ય બોલતું નહતું. રાજા ગૌબ્રાહ્મણને પૃથ્વીને પાળતા અનેકા-

---

૧ તાલનું માપ એક હાથ પુરો લાંબો અને એક હાથ અડધો વળેલો અર્થાત ૨ાા) પોણા ત્રણ હાથનો એક તાલ તે પ્રમાણે ૩૮ાા) હાથ ઉંચા હતા-૨ દ્વાપરમાં એકજ હાથ લાંબો અર્થાત ૧ાા) પોણા બે હાથ (એક વાર) નો તાલ તે પ્રમાણે ૧૨) હાથ ઉંચા હતા.

ન્સદ્ધર્મ પ્રવર્તતે તે વખતના લોકો અનેકાનેક સત્ ધર્મ માર્ગોમાં તલ્લીન રહેતા જુઠું બોલતું તેનું મુસ્તક સુદર્શન ચક્ર કાપતું.

૪ કલિયુગમાં [1]લાલ ૩॥) મનુષ્ય એક દાણું દાનને ૧૦૦૦)દાણું ફળ-ધર્મનો પગ ૧) ૧૦૦) વર્ષનું આયુષ્ય ૧) વર્ષનું બાળક અષ્ટમે નવમે વર્ષે સ્ત્રી યાવાલ પ્રસૂયતે આઠ કે નવ વર્ષની બાળાને છોકરાં થશે-સાંસર્ગિક ભિન્ન પ્રજા થશે સાત વાર વાવશે ત્યારે એક વાર લણશે લોહ કે ચામડાનાં નાણા ચાલશે-લોકો પાપી દયા હિન રાજ-વિશ્વાસ ઘાતિ મિત્ર દુરાચારી કલત્ર ( સ્ત્રિ પુત્ર ખોટે રસ્તે ચાલનારાં થશે ) વિદ્વાન દળીદ્રી પાપીને સુખ દેખાશે પુન્યવંત અને સદાચારવંતને દુઃખ દેખાશે. વ્યાધિ પીડીત દેહ અણચિંતવ્યુ મરણ અલ્પમેઘ (વરસાદ થોડો) થશે થોડાં વિર્યની પ્રજા મુર્ખ અહંકારી થશે અકાલવૃષ્ટિ ( રૂતુ વિનાનો વરસાદ અથવા વધુ વરસાદ વરસવાથી પણ દુકાળ પડશે )

વેશ્યા સબન્ધ કુલવંતી નિર્લજ્જ પ્રાહ્મણ આચારેથી હીનાહિન સાતવાર બ્રાહ્મણ તોય વેદ ઓકવાર નહિ ભણે

[1] તાલનું માપ ૧ હાથ વર્તમાનમાં જે છે તે-હાથ ૩॥

ક્ષત્રિ ક્ષત્રવટ છોડશે દીવા મૈથુન ( દીવસે વિષય વિલાસ થશે ) गतकली दशसहस्राणी ४०० ) [ કળીયુગના દશ હજારને ચારસેં વર્ષ વિતિ ગયા પછી વીવેક નહિ विवेकहीन यदालोको तदाकलकी भविष्यति-લોકો વિવેક વિચાર વિનાના થેજશે ત્યારે કલકી ભગવાનનો અવતાર થશે. પ્રજા પશુ પીડાશે ગળીનાં વસ્ત્રો ઉત્તમ વર્ણ રહેશે ( કાચા રંગમાં બોળીને ) વેદ પુરાણો અસત્ય થશે એક નરને ૧૧ નારી નર સ્ત્રી જીત થશે ( પુરૂષાર્થ રહિત અર્થાત્ નપુંસક થશે ) અન્નમય પ્રાણ થશે. प्राप्ते षोडषमेवर्षे नरो पालीत यौवनात्-( સોળ વરસનાજ જુવાનીમાં ગણાશે તે પછી ઘરડા કહેવાશે ) એવી એવી સ્થિતિ થશે તે પછી કલકી અવતાર ધરશે.

माघमासे सिते पक्षे अष्टम्यां रवि वासरे ॥

रूधिरेण स्नापयेत्पृथ्वि तदाकलकी भविष्यति ॥ २ ॥

મહા મહિનામાં શુકલપક્ષ આઠેમ રવિવાર મળશે ત્યારે લોહિથી ભારત ભુમી ભીંજશે ( સ્નાન કરશે ) અર્થાત એવું યુદ્ધ થશે કે જગતમાં રૂધીરની નદીયો વહેવા લાગશે તેવે સમે કલકી અવતાર થશે सर्वे वर्णाश्रमाऽधमाः ચારે વર્ણ બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય, શુદ્ર અને ચારે આશ્રમ બ્રહ્મચર્ય ગ્રહસ્થ વાનપ્રહસ્થ સંન્યાસ એ સર્વે અધમ

નીચ બની. જશે કે તુટી જશે તેવે વખતે કલ્કીનો આદુર્ભાવ થશે. તે હાલ વર્ણાશ્રમ જણાતો નથી.

## कल्कि जन्मांक ॥

| जन्मकुंडळी. | | | राशीचक्र. | | |
|---|---|---|---|---|---|
| ११ | ० | | ६ | ४ | |
| १२ | १०गु | ८कें | ७ | ५चं | ३रा |
| १सू.बु.म. | ७ | | ८कें | २श । म | |
| २रा-शं | ४ | ६ | ० | ११ | सू१-बु-म |
| ३ श | ५चं | | १०गु | १२ | |

આ કુંડલીનો ખુલાસો પાને ૬૯ જોઈ લેવો.

यतिनाम्ने संवत्सरे गंगायमुनयोर्मध्ये अंतर्वेददेशे

યતી નામના સંવતમાં ગંગા જમનાની અંદરનો (વચ્ચ-ગાળાના) દેશમાં પાંડનકપુરમાં અવતાર [illegible] ચૈત્ર માસે શુક્લપક્ષે અષ્ટમ્યાં પુન્યતિથૌ ભૌમ વાસરે (ચૈતર સુદી ૮) મંગળવારે મૃગશિર્ષ નક્ષત્રે-વ્યતિ પાત યોગે-વિષ્ટિકરણે રાત્રિ પ્રથમ ગત [illegible] ૧૬ [illegible] ૨૪ સમયે [illegible] વખતે

પ્રથમ પાદ અર્કિ (શની) સ્થિતે-ચંદ્રેસિંહ સ્થિતે-લગ્ને દેવગુરૌ સ્થિતે-મેષ સ્થિતે સવિત્રે-બ્રાહ્મણ યશોધર ગ્રહે તસ્ય ભાર્યા માંતકી નામની કુક્ષે પ્રસૂયતે સ્વામીજ્ઞાનમ્ તે પુત્રનું નામ કલકી (કમાથી) નામ પ્રતિષ્ટિતં કપીલ કેશ રક્ત લોચન તિક્ષણ સ્વર-महाविद्यापूरीतम् અનેક કળાયોમાં અતિશય કુશળ जन्मतोपंचमे वर्षे जठरपाडा જન્મ્યા પછી પાંચમાં વરસમાં પેટમાં ગરમી યાતો વાયુ વિકાર થશે-सप्तमेवर्षे अग्निमयम्-સાતમાં વરસમાં દેવતાથી દાઝશે. ततोमातामरणम् તેજ વરસમાં તેમની માતા મરણ પામશે-पीतुपीडा एकादशमे वर्षे કલકીના બાપ ૧૧) વરસમાં દેહ છોડી દેશે-द्रव्य सम्पदा अष्टादशमेवर्षे ધન સંપત્તી અઢારમાં વરસમાં મળશે કારતક સુદી ૧૩ શનૌ સ્વાતી નક્ષત્રે સિદ્ધિયોગે ૪૨૧ મુહુર્તે તસ્ય પુરૂષસ્ય પટ્ટાભિષેકો ભવિષ્યતિ (ઉપર પ્રમાણે શુભ મુહુર્તમાં કલકી ભગવાનને રાજ્યાભીષેક થશે दैत्य सूदन लीलामयघोडा (ઘોડાનું નામ દૈત્ય સુદન એટલે રમ્મત માત્રમાં શત્રુઓનો નાશ કરનાર) द्वाविं शतिमे वर्षे राजाश्वपच स्य दुहि तायां पाणीग्रहणंकरिष्यति-બાવિશમાં વરસમાં ચાંડાળોના રાજાની દીકરી સાથે લગ્ન કરશે अंन्यराजीवकहवः सन्तति सुर्वे भविष्यति તેમને બીજી

અજા પણ દક્ષીયે થશે તેમાંથી ચાર પુત્ર રહેશે તેમના નામ રાજા દત્ત ૧) રાજ્ય વિજે, ૨) રાજા મુંજ ૩) રાજા પારીજા તક-૪) રાજા કલકીને ભંડાર સુવર્ણની સંખ્યા [ ગણુતિ ) નહિ-૧૦૯) અબ્જ ૯૯) કોટી ૪ લાખ ૫૬ હજાર રથની સંખ્યા ગણુતિ ૧૪ કોટી ૪૧ લાખ હાથીની સંખ્યા અને રાજા બળીને પેયાળ ( પાતાળ ) માંથી કાઢી લાવશે અને તેણે કટકે ( લશ્કરે ) ૯ લાખ દીવટીયા દીવિ ધરશે ( મશાલચીઓ મસાલો સળગાવિને ચાલશે) સવા લાખ નીશાણુ (રણતુર વાજાં ) વાગશે. તે કલકી સૈન્ય લેને કાલિંગ દેશ વિષે જશે ને કાલિંગ દેત્યને ખેદશે ( સતાવિને મારશે. )

तत्पश्चात् पंचाशतमे वर्षे प्रथमदीन द्वितिय प्रहरे वाम जंघायां दक्षिणकुक्षौ शूलं भविष्यति.

તે પછી પંચાવનમાં વરસના બેસતેજ દીવસે બીજા પહોરમાં ડાબા પગની જાંઘમાં અને જમણી કુખમાં શુળ ઉત્પન્ન થશે. तत्पश्चात् आरोग्यता ( તે પછી તે પીડા રુટિ જઇને સારૂં થશે) તે પછી अर्धो वर्ष सहस्रते २ ) सहस्र २०००) ભાદરવા સુદી અષ્ટમ્યાં તીથો શનિ દશારાં પંચત્વ ભવિષ્યંત-( આ શબ્દનો મર્મ ભરેલો ગંભીર અર્થ જણાય છે તે મારી સમજ પ્રમાણે લખું છું તેઃ

અરો પણ તે શીવારનો બીજો અર્થ પણ થે શકતો હશે તેમાં સંદેહ હું ધરાવતો નથી કેમકે સંસ્કૃત ભાષાનો અર્થ પ્રાકૃત ભાષામાં કરવો એ તો ઘણોજ સહેલો ગ. ણાય કેમકે તે ભાષા તો ભણવાથી પણ આવડી શકે તેમ છે. પણ પરમાત્માની કૃપાથી બક્ષોસ થયેલી દૈવી વાણીનો અર્થ સમજવો એ તો ઘણોજ કઠણું છે કેમકે તે મહાત્માના મનની વાતને (અભિપ્રાયને) જે જાણી શકે તો તે અર્થ સમજીને કરી શકે-અથવા તેજ વ્યાપક પરમાત્માની જેના ઉપર પૂર્ણ દયા દ્રષ્ટિ થાય તો તે સરળ અર્થ કરી શકે-માટે હું પણ સર્વ વ્યાપક જગદ્‌. ગુરૂ પરમાત્માનીજ પ્રેરણા પ્રમાણેજ લખી જણાવું છું (અર્ધા વર્ષ સહસ્ત્ર તે ) સહસ્ત્ર ) લખીને તે પછી પણ એ હજારનો અંક આંકડામાં પણ લખેલો છે તે બન્નેનો અર્થ એકજ સમજાય છે તે એવી રીતે કે વર્તમાન સમયમાં જે સંવત્ ૧૯૦૦) ઓગણીસો ચાલી રહ્યો છે તેની સંપુર્ણતાનો આંકડો સુચવે છે જેમ કે સંવત ૧૯૦૦) પછી સંવત્ ૨૦૦૦) આવશે તે વિશમો સંવત જ્યારે બેસે તેના ભાદરવા શુદી આઠેમને દીવસે પંચત્વ ભવિષ્યતિ એટલે તે કલકી પોતાનો પંચતત્વનો સ્થુળ દેહ છોડી દેશે. આવો અર્થ સમજાય છે. तत्पश्चात्तस्यस्थाने ज्येष्ठ पुत्र

राज्यंकरिष्यत्ति તે પછી તે કલકી ભગવાનના રથ ન
ઉપર તેમના મ્હોટો પુત્ર રાજા દત્ત રાજ કરશે.

ઉપરનો લેખ મને પૂર્ણ મળ્યો ન હતો તેમ તે મહાત્માનું નામ પણ મળ્યું નથી. ઉપરના જે સંવત્ ૨૦૦૦) વિસોની સુચના કરી છે તે સંવત માંતો કલકીની પંચાવન પર્ષથી પણ ઉપરની ઉમ્મર થવિ સંભવે છે હાલમાં સં. ૧૯૯૮ છે તેથી હવે સં. ૨૦૨૦) ને તો ૨૨) વર્ષ બાકી છે તે અંનુમાને તો હાલમાં કલકીનો અવતાર થઈ ચુકયો હોય અને તેમની ઉમ્મર પણ અંદાજન વર્ષ ૩૫-૪૦ ને આશરે દવિ સંભવે છે તેમ પ્રગટ થવાના જે જે ચિન્હો કળીયુગના વર્ણવ્યાં છે તે પણ આપણુ અનુભવિ રહ્યા છીએ જેમકે-લોહ અને ચામડાના નાણાં ચાલશે તે વર્તમાનમાં નોટો ચાલે છે તેમજ જસદ અને કલાઈની મીશ્ર ધાતુની બનેલી આનીયો બઆનીયો વિગેરેનું ચલણ ચાલેછે. लोकोपापी રશે એમ લખ્યું છે તે પણ આપણ નજરે જોઈ રહ્યા છીયે કે આર્ય ભારત ભુમીને વિષે અનાર્ય પ્રજાનું કર્તવ્ય થઈ રહ્યું છે. કદાપી કોઈને પ્રશ્ન થાય તો તેનો જવાબ મનેજ દેવો પડે તેમ નથી તે તો સર્વના અનુભવમાંજ છે જેટલું સુખ દુઃખ આપણને થાય છે તેટલું સર્વે પ્રાણીયોને થાય છે જોપણ-હિન્દુ, મુસલમાન,

ઇસાઈ, યહુદી, પારસી વિગેરે સર્વે કોમો પોત પોતાનો ધર્મ છોડી દઇને બળદોને તેમજ ઘોડાઓને ષંઢત્વ (નપુંસક, હિજડા) બનાવે છે અને દેશે દેશમાં તે તો ફરજીઆત હોય તેમજ બની રહ્યું છે જો કે આપણુને કોઈ પુરૂષપણામાંથી કાઢી નાખીને ષંઢળ બનાવે તો કેવું સારૂં લાગે તેવુંજ બળદો અને ઘોડાઓને લાગે કે વધારે હું તો વધારે સમજું છું કેમકે ઈશ્વરનિ સૃષ્ટિમાં પુરો નર તો ઘોડા છે કે બળહદ જેના બ.બ.ની શીમા ન મળે એવા પ્રાણીયોને દુઃખ રૂપ જન્મભર વિતાવવો એ શું ઇશ્વરના કાયદાનો ભંગ નથી અલબત્તાં પુરેપુરો છેજ જે કોઈ દેવી કુદરતોને દરકાર કર્યા ને અધર્મની શીમાયે પહોચાડે છે તે લોકો પાપી કેમ ન કહેવાય–આ વાતને સરકારે યાદમાં રાખીને જેનાથી જેટલો અને તેટલો ઉપાય ખંતથી જરૂર કરવો જોઈએ છે–પરોપકારને માટેજ–ઉપરોક્ત પાપકર્મ તેમજ દયાહિન રાજા–વિશ્વાસઘાતી મિત્ર–અણચિંતવ્યું મરણ વ્યાધિ વિયોગ એ પણ આપણે અનુભવિયે છીએ. એ સર્વે સંજોગોથી પણ અનુમાનથી કોઈ દીવ્ય પુરૂષ પ્રગટ થવો સંભવે છે.

( પ્રકર્ણ પહેલું સંપૂર્ણમ્ ).



# ( आगमवाणी प्रकर्ण २ )

## ( મહાવજી મહારાજનું જીવન ચરીત્ર. )

નીચે લખેલી ભવિષ્ય વાણીના ભાંખનારા મહાત્માનું જીવન ચરીત્ર સાંભળેલું છે તે પ્રમાણે ટુંકામાં લખું છું—આ મહાત્માનું નામ મહાવજી મહારાજ હતું તે જાતે ઔદીચ બ્રાહ્મણ હતા તેમનો જન્મ દે જણાવે છે કે—

[1] संवस्सत्तरने चोराशीनी साल
माहा महिनोने अजुवालो पाख ॥ १ ॥
तेथ एकादशी ने वार सोमवार-
त्यारे धर्यो धणीयेंद श्मो अवतार ॥ २ ॥

એ પ્રમાણે છે તેમ તે પોતે જડ [2]ભરતના આચર્ણને પાળતા હતા તેમના પીતા ખેતીનો ધંધો કરતા હતા તેમને ખેતરને રખવાળે મોકલતા તો ત્યાં જઈને ચુપ ચાપ બેશી રહેતા જો કોઈ તેમને બોલાવતું તો ખેતરથી બહાર આવીને બોલતા કેમકે જો હું બોલું તો બીચારા પંખી જનાવરાં ઉડી જાય તો તે ભુખે મરે અને

---

૧ સં. ૧૭૮૪) માહા માસ શુકલ પક્ષની ૧૧) સોમવાર.
૨ ભાગવતમાં વિસ્તારથી ચરીત્ર છે જડ ભરતજીનું.

જેવાની રમ્મત બગડે તેવો વિચાર રાખીને ખેતર ખવ-
રાવી દેતા તેમના પીતા તેમને ઠપકો આપતા તોપણ
તે કશોએ જવાબ આપતા નહિ અને જ્યારે પાકને લ-
ણુવા (કાપવાનો) વખત આવતો ત્યારે સહુનાથી બેવણું
વધારે અન્ન આવતું એવો ચમત્કાર પણ કેટલાક વખત
દેખાડતા હતા તે પોતે જે દીવસે તેમને ઘેર એકાદશીનો
ઉત્સવ કરી ભજન કીર્તન કરતા હતા તે દીવસેજ કોઈ
રાજાને ત્યાં બે કન્યાયોનું લગ્ન કરીને પોતાનું નામ ઠામ
લખી આપી આવ્યા હતા. તે કન્યાઓ રસાલા સાથે
થોડે દીવસેં ત્યાં આવીને ઘર પુછ્યું ત્યાંના લોકોએ જ-
ણાવ્યું કે ઘરતો આ રહ્યું પણ તમો તેમને શું ઓળખો
છો. જવાબ. મહાવજી મહારાજના રૂબરૂમાં તે રાજ
કન્યાઓએ આપ્યો કે આ મહારાજ અમને એકાદશીને
દીવસે પરણીને એક કાગળ લખી આપીને આવ્યા છે
અમો તેમની ધર્મપત્નિયો છીએ તે વાતને તે મહાત્માએ
કબુલ કરી. લોકોને નવાઈ જેવો ચમત્કાર દેખાયો કે એકા-
દશીને દીવસે તો મહારાજ કયાયે ગયા નથી ને આવું તેવા
ઘણાએ દૈવિ ચમત્કારો કરતા હતા તેમને બે પુત્રો પણ હતા
તે પછી પણ તેમની ગાદી હજુ સુધી ચાલે છે તેમનો
પંથ એક મહાવજી મહારાજના નામથી ઓળખાય છે
તે પોતે જે વખતે સ્વધામ પધારવાની તૈયારીમાં હતા,

તે વખતે બ્રાહ્મણોને બોલાવીને કહ્યું હતું કે જે મ્હારી ભક્તિભાવ સાધના છે તે તમો પાળો એમ હોય તો હું તમને આપતો જાઉં-ભુદેવોએ જવાબ દીધો કે જો લાડુજ માડો છો તે પ્રમાણે તો અમો પેઢીયો સુધિ લાડુ જમ્યાં કરીએ કાંઈ ધનમાલ આપતા હો તો લાવો લઈ લઈએ એ અમારૂં કામ પણ; ઢોલકું કુટી મંજીરા વગાડી કીરતન કરીને અમારે કાંઈ તમારા જેવા બાવા બનવું નથી ને લાંબાં ટીલાં તાણવાએ નથી-તે મહાત્માએ બહુ સમજાવિને કહ્યું કે તમો તો જગત્ માત્રના ગુરૂ છો એટલે જે બ્રાહ્મણને ઘેર જન્મ્યો તે તો આલમ દુની. યાંનો બાવો (બાપ) દેજ અને તે પદ તમોને હવે નહિ ગમતું હોય તો આજથી ગુરૂ પદ ગયું એમ સમજી લેજો હવે જગતના બીજી વર્ણના ઘણાએ બાવા થશે, હજુ મારૂં કહ્યું કરો હવે તો કળજુગ ઢુકડો આવ્યો છે. તે વાત કાંઈ બ્રાહ્મણોના કુળને છાજતી ન આવિ-બીજી દેરયેરને પણ કહિ જોયું પણ કોઇ તૈયાર નહિજ થયું ત્યારે નીરાશાથી જણાવ્યું કે ત્યારે હવે ઇશ્વર ઉપાસના (ભક્તિ) તો મરી ગઈ તેને ઢેઢ લિયા કે.ણ તાણશે એ. ટલામાં હાથ જોડીને વણકરો બોલી ઉઠ્યા કે બાપજી અમારા ઉપર જો દયા કરો તો અમો મરી ગયેલી ભ. ક્તિ ને તાણશું (ઘસડી લે જઈશું.) તેનુ સાંભળી પક્ષિ

જાત નો વિચાર કરીને આશીવાદ આપી કહ્યું કે હવે બાપુ આ કંકુનો ચાંદલો (તીલક) કરજો-માંસ મદીરા-અફીણ તંબાકુ વિગેરે વાપરશો નહિ અને ચોરી અન્યાય (નરકકર્મ) કરશો નહિને મહેનત કરીને ખરું કમાજો દાન પુન્યમાં નિષ્ટા રાખજો ને શ્યામ શ્યામ જપજો. આલમ ધણી આ વશે ત્યારે ઉપરના નિયમોને પુછશે જો તમો તે પ્રમાણે ધર્મ પાળતા રહેશો તો તમોને પવિત્ર બનાવશે (બ્રાહ્મણોનું ઉત્તમ પદ તમોને સોંપશે અને તમારૂં કર્મ તો તેમને આપે તો ઘણુંજ સારૂં નહિ તો તેથી પણ નીચું કામ ભુદેવોને સોંપશે) તે પ્રમાણેનો પથ હજુ સુધિ ચાલે છે વણકરો-તેમના મંદીરના પુરાપ્રેમિ ભક્તો છે તેમ જ તેમનામાં નીતી પણ સારી છે.

ઉપરોક્ત કારણને જોઇ બ્રાહ્મણોએ ઇર્ષા જણાવિને ડુંગરપુરના રાજા આગળ જણાવ્યું કે પેલો માવો તો ગાંડો થઇ ગયો છે ને સો નીચ વર્ણને ભગતડાં બનાવિ દીધાં છે કેણે તો સૌને વટલાવી મારવાનો ફંદ કરી ધન કમાવાનો ધંધો કાઢયો છે-તે ઉપરથી મહાવજી મહારાજને પકડાવને એક ઓરડીમાં પુરી તાળું દીધું અને બે પહેરાદારની ચોકી રાખી-જયારે તાળું ઉઘાડીને અંદર જોયું તો કોઇ ન જડે-ત્યારે તેમને ખોળવા માંડયાં-ખબર મળી કે મહાવજી મહારાજ તો તેમને સ્થાનકે જોવા

છે. ફરીથી પકડી લાવિને પુર્યા પણ તેવિજ સ્થિતિ જો-વામાં આવી ત્યારે રાજા પગમાં પડયો ને કહ્યું કે આપ તો મહાત્મા છો ને મેં આપને ગાંડા ગણીને દુઃખ દીધું છે તે ક્ષમા કરો તેમ કહીને ગામ જગા જમીન અર્પણ કરી (તે હજુ સુધિ છે) મહાવજી મહારાજે કહ્યું કે હે રાજા તેમાં તારી ભુલ નથી એ તો આ યુગના ભુદેવોની તારા ઉપર કૃપા થઇ તેથી તને સારી શીખામણ આપો કે જેથી તેં મને કેદમાં પુર્યો તો તે વડે તને સતસંગ મળ્યો. નહિ તો તને શું ખબર હતી કે માવ ગાંડો કયાં પડયો છે-તેવું સાંભળી રાજાને ઘણો પસ્તાવો થયો અને બ્રાહ્મણોના ઉપર અનાદરના વચનો નિકળતાં મહાવજી મહારાજે કહ્યું કે તું અપયશ ન લઈશ તેમજ તારો ધર્મ ગૌબ્રાહ્મણ પ્રતિપાળનો છે તે તું સંભાળી રાખજે. બ્રાહ્મણોએ તારૂં કશું ખોટું કર્યું નથી એમ તારે સમજવું જોઇએ. ભલા માણસનાં એવાં લક્ષણ હોવાં જોઇએ કે જે ભુંડું કરે તેનું પણ ભલું ચહાય. વાસ્તે તારે તો વિપ્રોનો પુરો ઉપકાર સમજવો-ઈશ્વરી સત્તાને કોઇ જાણી શકે તેવું નથી. બ્રાહ્મણોનાં તપ હવે પુરાં થઈ રહ્યાં છે તે એની મેળેજ આપસ આપસમાં કલેશ કંકાસ વધારશે અને અનાચાર આવીને ઘેરે ઘેરે ભરાશે એટલે બ્રહ્મત્વ વિનાના રકાના તેરશેર અથડાશે. થયું થવાકાળ કોણ મટાડે સમજીને

ચાલજે. તેથી પણ વાર્તા લાપ વધારે થતો હતો તેમજ બીજી પણ ઘણી ખરી લીલા વિસ્તારી હતી. તે પોતે ભણેલા ન હતા તેમ છતાં તેમણે આગમવાણીના મ્હોટા મ્હોટા ચાર પાંચ ચોપડા સુંદર હસ્ત લીખીત લીપીમાં લખ્યા છે ચીત્રામણ સહિત આગ્રેહુઅ દેખાવના છે–કહેવામાં આવે છે કે–પારકા કાગળ ને પારકી શાહિ–લખો મારા માવજી ભાઇ–તે કેહેવતના અનુસાર તેમણે કામ કર્યું છે-એક હરિભકતેં રૂપીઆ ૧૦૦) સો તેમને ભેટ કર્યા હતા તે રૂપીયા એક વાણીઆને આપ્યા તેને કહ્યું કે તું જ્યારે અમદાવાદ તારો માલ લેવા જાય ત્યારે મ્હારા માટે આ રૂપીયા સોના કાગળ લેતો આવજે તે પ્રમાણે ઘણે દીવસેં તે વાણીયો કાગળો લાવ્યો અને મહારાજને આપ્યા તે કાગળો અમદાવાદી જાડા મજબુત સારા હતા (તે હજુ છે) તે લૈ લીધા અને વાણીયાને કહ્યું કે ભાઈ આ કાગળો રૂ. ૪૦) ના ચાળીસને સવાત્રણ આનાના ઓછા છે તેણે કહ્યું નારે બાપજી આશું બોલ્યા. બાપજીના સોગન આપના ધરમના કામમાં ગેર્યું હોય. મહાવજી મહારાજે કહ્યું કે ભાઈ બાપજીના સોગન તું ખાય છે ત્યારે તો ખરી વાત હશે પણ હું ખઈ તો તારે શું નુકશાન થાય તેવું છે બાપજીને ભગવાન એ બન્ને તો સોગન ખાવાનાજ છે એમ કમજી

રાખ્યું છે પણ ભુલી નહિ જશો યાદ રાખજો કે પર-
મેશ્વર એવો છાનો માર મારશે તે નહિ તો કોઇને
કહેવાય અને નહિ રહેવાય કે નહિ રડાય—આ કાંઈ
તમારે એકલાને માટેજ નહિ સમજશો હું તો સૌને માટે
કહું છું—(ભગવાનના સોગન ખાવા સૌને સહેલા
છે. સોગનથી તો ભગવાને કાળા પડી ગયા છે) જો-
ઈએ તમારા દીકરાના સમ-સોગન ખાઇને પછી જા-
ઓ-વાણીયે વિચાર કરી જોયો કે મેં ચાળીસ
રૂપીયાનો મ્હારો માલ લીધો અને સવાત્રણ આનાનું
છોકરાં માટે ખાવાનું લાવ્યો છું તે સુધાંતની વાત તો
તેણે કહિ દીધી પણ જાણી શી રીતે હશે—એક પૈસાની
પણ ભુલ આવવા દીધી નથી ને હવે હું ખોટા સોગન
ખાઉં ને દીકરો મરી જાય તો કે હું મરી જાઉં તો
મ્હારે શા ખપમાં તે રૂપીયા આવે—તેમ વિચારી માફી
માગી લીધી ને રૂપીયા આપી દીધા મહાવજી મહારાજે
કહ્યું કે અરે ભલા માણસ રૂપીયા જો મ્હારે જોઈતા
હોત તો તને શું કરવા આપતો મ્હારે તો કાગળો જો-
ઈતા હતા તું ઓછા કાગળો લાવ્યો તેથી ભવિષ્યની
વાતો લખવાની ઘણી છે તે બાકી રહિ જશે ખેર હશે
આ શરીરના નહિ તો બીજાના શરીરમાંથી લખાવીશ
(તે દીવસે અમદાવાદ જવું આવવું ઘણું જોખમ ભરેલું

હતું ) તેથી લખવાનું કામ બાકી પણ રહી ગયું છે. આ મહાત્માનું સ્થાન રાજપુતાનામાં આવેલા ડુંગરપુર વાંસવાડાની સરહદમાં મહિસાગર નદીને કીનારે ડુંગરપુરની રેયાસતમાં છે તેમનો જન્મ ગામ સાબળામાં થયો હતો અને आसन ( ગાદી ) બેણીશ્વર ધામ ઉપર છે તે બન્ને નજીક છે તેમના ઉપાસકો મેવાડા સુતાર તથા બીજી ઘણી કોમો છે તે ગાદી ઉપર હાલમાં કમળાનંદજી મહારાજ છે ધર્મનો ઉપદેશ સારો આપે છે. કહેવાય છે કે આ ગાદી ઉપર નીષ્કલંક ભગવાન ધર્મ સ્થાપન કરવા બીરાજશે અને તે પણ ચોરાશીના સાલનો આસરો બતાવવામાં આવે છે. ન્યુનાધિક હોય તે સજ્જનો સુધારી લેશો.

લી. બ્રહ્મર્ષિ નારાયણ શર્મા.

( જીવનચરીત્ર સંપૂર્ણમ્ )

—*—

# પ્રકર્ણ ૨ જું.

## પ્રારંભ.

( રાગ ચોપાઇને મળતો જણાય છે. )

एके बरसमा निकलंकी थाशे ॥
त्यारे मेरु परवतपर कोट रचाशे ॥ १ ॥

मंडळीकराजा मळशेरे म्होटा ॥
धुजी धराधड पडशेरे घोंटा. ॥ २ ॥

माहेरे माहे थकी भुपत भडशे ॥
परजा नाशी गढ परवत चढशे. ॥ ३ ॥

परवत गळीने पाणीरे होशे ॥
पाणीरे माहे थकी लायरे लागशे. ॥ ४ ॥

અર્થ—જ્યારે એક વર્ષના નિકલંકી ભગવાન થશે ત્યારે મેરૂ અને બીજા પહાડો ઉપર કીલ્લાઓ બનશે.

ભાવાર્થ—ફોજ ફાંટાયો અને ચોરોની લુટફાટનો ભય વધિ પડશે ત્યારે તેવા વખતમાં પહાડોમાં સંતાઇ રહેવાનો વખત આવશે-( ૧ ) તેવા વખતમાં મ્હોટા મ્હોટા રાજાઓ એકઠા મળશે ત્યારે પ્રથવી હાલી ઉઠવાથી કેટલાંએક રમખાણુની પેઠે ધડ અથડાશે. અને આપસમાં લાઠીયો લઇને લડતાં મડદાંઓનાં ઢગલા પડશે.

ભા૦—સ્વતંત્ર હુકમત વાળા રાજાઓ ભેગા મળી વિચાર કરતામાં તકરાર ઉભી કરીને લડવા મંડી પડશે ત્યારે પ્રથવીમાં ભારે ખળભળાટ થશે ત્યારે ચોમેર થી ભુમો પડશે શોર બકોર ભારે મચી રહેશે (૨)

અ૦—રાજાઓ આપસ આપસમાં ભારે લડાઇ કરશે ત્યારે

પ્રજા ( રઇઅત ) નાસભાગ કરીને પહાડો ઉપર ચઢવા જશે.

[illegible]૦—ભુપત એટલે બ્રાહ્મણો પણ ધર્મ કર્મને નહિ સમજતાં ધર્મના આડંબરોના ભારે ઝઘડાઓ કરીને પહાડો ઉપર એટલે આચાર્યો પાસે ધર્મની ફરીયાદી લઇને જશે અથવા રાજસભામાં જશે ( ૩ )

[illegible]૦—ત્યારે પરવતો ગળીને પાણી થ જશે અને પાણીમાંથી લાય ( આગ ) લાગશે

[illegible]૦—જ્યારે રાજાઓની લડાઇ થશે ત્યારે પ્રજા કોઇ મોભાદાર પહાડો જેવા બાદશાહને શરણ જશે તે પહેલાં જ તેઓ હાથ ખંખેરી ઉભા રહેશે કે અમારાથી કાંઈ મદદ બની શકે તેમ નથી તે પરવત ગળીને પાણી થશે અથવા જે બ્રાહ્મણો ધર્મના ઝઘડા કરી આચાર્યો અથવા માનનિય પંડીતો પાસે ખુલાસો કરાવવા જશે તે દ્રવ્ય વિના વાતજ નહિ કરે અથવા તેઓ કહેશે કે અમારૂં કહ્યું હવે કોઈ માનતું નથી અર્થાત તેઓ જે પદ ઉપર હશે તે ગાદીનો મર્મ પણ નહિ જાણી શકે કે તેટલે દરજે જ્ઞાન પણ નહિં હોય અને આપસના દ્વેષ ભાવને લીધે તેઓજ અધર્મને રસ્તે ચઢી જશે ( વાડજ વેલો ખાઇ જશે ) તેમજ રાજસભામાં પણ જવાબ મળશે કે ધર્મના

ઝઘડા ચુકવવાના કાયદા અમે ભણ્યા નથી. એનું નામજ પરવત ગળીને પાણી થશે ( ૪ )

चीजा वरसना निकलंको होशे ॥
अणदेखि वात तो द्रष्टा द्रष्टि जोशे. ॥ ५ ॥
बत्रिश लक्षणनो पुरूष परमाण ॥
राय निकलंकजीनि वरताशे आण. ॥ ६ ॥
त्यारे फरके नव लाख नेजाने नेशाण ॥
अनन्त क्षोयणी दल जोडे मेलाण. ॥ ७ ॥
एशीरे लाख महि हेमड हडे ॥
चौदेरे लोकमहिं पाखंड फरे. ॥ ८ ॥
सोळे कळानो पुरूष परमाण ॥
मारा आलम धणीनुं खरूरे निशाण. ॥ ९ ॥

અર્થ—જ્યારે બે વરશના નિકલંકી થશે ત્યારે નહિ દેખેલી સાંભળેલી વાતો નજરે જોવામાં આવશે.

ભાવાર્થ—સસલાને સીંગડાં અને વાંઝીયાને છોકરાં આકાશમાં ફુલ–પુરૂષો સ્રિયોને મારી કુટીને અને સ્રિયો મહોને કાઢી મુકશે. (૫)

અ૦—તેવો સમય આવશે ત્યારે બત્રીસ લક્ષણનો પ્રમાણીક પુરૂષ પ્રગટ થશે ત્યારે નિકલંક ભગવાનની આણ વર્તાશે.

ભા૦—જે કળાવિકળામાં હોશીયાર નીવડશે તેજ કલંકી અવતારનું કામ કરી તેનો પોતાનો શીક્કો ચલાવશે. ૬ ॥

અ૦—નવલાખ નેજા ( ધજાઓ ) અને નવલાખ નીશાન ( ઝંડીઓ ) ફરકશે. ગણુતી ન કરી શકાય તેટલી ક્ષોયણી સૈંન્ય ચઢશે.

ભા૦—જોડ નહિ લગાવી શકાય તેટલું અનન્ત ક્ષોયણી અણુગણુતી વારનું લશ્કર ડંકા નીશાણો સહિત આવશે. (૭)

અ૦—એશી લાખ તો હાથીઓ સૈંન્યમાં હશે અને ચૌદ લોકમાં પાખંડ ફરે.

ભા૦—હાથી જેવા શુરા એશી લાખ તો આગેવાનો થૈને કામ કાળજીથીજ કરશે તેના ભેગા કેટલાયે પાખંડીયો નીકળી ચૌદ લોકમાં સર્વ ઠેકાણે ભેગાભેગ ફરશે. ( ૮ )

અ૦—સોળ કળાનો પ્રમાણીક પુરૂષ થશે એ મારા આલમધણીનું ખરૂં નીશાણુ ( એંધાણુ ) છે.

ભા૦—આલમધણી ( મુસલમાનોમાં પ્રગટ થશે ) તે પ્રમાણીકપણે હશે અને સોળે કળાને જાણુતો હશે અને તેવાં કામો કરી બતાવનારો હોય એટલી એંધાણીયો મળતી આવતી હોય તે મ્હારા આલમધણી કહેવાશે. (૯)

तीजे खडाखड धरसीरे धारा ॥
कालींगा उपर होसी हलकारा. ॥ १० ॥
त्यारे कालिंगानुं शीश कपाशे ॥
दुष्ट दानव सर्वे निकंदन थाशे. ॥ ११ ॥

અર્થ—જ્યારે ત્રણ વરસના નીકલંક થશે ત્યારે પ્રથવી ભરમાં ખળભળાટ મચી રહેશે અને કાંલીગા દૈત્ય ઉપર હુમલો કરવાની ખબર મોકલવામાં આવશે.

ભાવાર્થ—ભારત ભુમીમાં ભારે ચળવળ થૈ રહે ત્યારે જાણવું કે ત્રણ વરશના નીકલંક થયા છે અને દેવતા લોકો અવતાર ધરીને કાલિંગ દૈત્યને ખબર આપી દેશે જો તારે જીવવું હોય તો નાશી જા નહિ તો હવે બચનાર નથી. (૧૦)

અ૦—તે પછી કાલિંગા અસુરનું મુસ્તક કપાશે ત્યારે બીજા દુષ્ટ રાક્ષસો હશે તે સહકુટુંબ નાશ પામશે (૧૧)

चोथे धिरजाणी चरणे तो लागशे ॥
सोळे शणगार पेहेरी हरिगुण गाशे. ॥ १२ ॥
कोश कोदाळें तो कर्षण कमाशे ॥
समुदरनी तिरेतो अन्न ववाशे. ॥ १३ ॥

અ૦—ચાર વર્ષના નીકલંક થશે ત્યારે પ્રથવી રાણી પગે

લાગશે અને સોળે શણગાર પહેરી ભગવાનના ગુણ ગાશે.

ભા૦—ભુમીભાર નહિ ખમી શકે એટલું પાપ વધી પડશે અને પ્રથવી ધીરજને છોડી દેમે કાંપી ઉઠશે ત્યારે જાણવું કે નીકલંકી ચાર વરસના થયા છે તેમને ચરણે લાગી પ્રાર્થના કરશે હે પ્રભુ હવે અધર્મિયોનો બોજો અતીષય વધી પડયો છે તેથી હું સુકાઇ ગઇ છું જરા દયા કરીને મ્હારા સામું હવે દેખો. (૧૨)

અ૦—કોશ-કોદાળે તો ખેડુત લોકો ખેતી કમાશે અને દરીયાને કીનારે (તેડ ઉપર) અનાજનું વાવેતર થશે (૨૦)

ભા૦—પ્રથવિમાં ગાયો અને બળદોની અછત્ થવાની અને ખેડુતો પાસે કાંઈ માલ મીલકત નહિ હોવાથી જેમ તેમ હાથે કરીને પકવી લેશે. તે પણ મ્હોટાં જળાષયો સુકાઈ જશે તેમાં વાવીને—એવી રસ કસ-વીનાની લોંચ થશે. ( ૧૩ )

पांचे वरसना श्याम सधीर ॥
पोढ्यारे जागशे परगट पीर ॥ ॥ १४ ॥
सफेत वस्त्र ने सफेत शणगार ॥
राय नीकलंक थशे असवार. ॥ १५ ॥
खारा सीहेर जल मीठडा जोसी ॥

अन्न फल वृक्षतो अफल होसी. ॥ १६ ॥
हस्तीने दुधेतो माट भराशे ॥
उंट छाळीना वलुंणारे थाशे. ॥ १७ ॥
षट दर्शनना खोजे खोवाशे ॥
जनोइ माळा तो जावल्ला जपशे. ॥ १८ ॥
ध्यान मुद्राथी तो ध्यान उतरशे ॥
न्यात परन्याते तो नातरां थाशे. ॥ १९ ॥
एक थाळमां जमण जमाशे ॥
वर्णावर्णनो सांसोरे मटशे ॥ २० ॥ ॥ २० ॥
ज्यारे एक आरे सउ वर्णेरे थाशे ॥
हरिना हशे ते हरिगुण गाशे. ॥ २१ ॥
आगमवाणी तो जाणे सुजाण ॥
क्रपा पूरण पूरूष पूराण. ॥ २२ ॥

અ૦—પાંચ વરસના નીકલંક થશે ત્યારે સુઇ રહેલા પીર હશે તે પણ જાગશે.

ભા૦—પીર પેગંબરો પણ અવતાર ધારણ કરીને તે વખતમાં પ્રગટ થૈ મદદ કરશે. (૧૪)

અ૦—ધોળાંજ વસ્ત્રો અને ધોળાજ શણગારો જ્યારે સંસાર ભરમાં થશે ત્યારે નીકલંક રાજા ઘોડેસવાર થશે.

ભા૦—સૌના તન અને મન સાફ પાપ રહીત થૈ જશે અને રંગ બેરંગી કોઈ ચીજ નહિ રહે એકજ સરખો શ્વેત પોશાક મનથી સમજીને સર્વે પહેરશે ત્યારે ધોળે ઘોડે અને ધોળે શણગારે ( ન્યાયી ઇન્સાફી અને શાંત સરલ પ્રજાને અનુકુળ હુકમતદાર રાજા થશે ) આવશે ( ૧૫ )

અ૦—ખારો સમુદ્ર મીઠો થયેલો જોવામાં આવશે અને અનાજ ફળો કે ઝાડો એ નકામા કે નાશ પામશે.

ભા૦—પાપકર્મ કરવાની જાતીમાં જન્મેલા હશે તેવા તે પાપકર્મ કરવાનું છોડી દઈને ઉંચ જાતના ઉંચાં પરોપકારી કામો કરવામાં મંડી જશે એવું જોવામાં આવશે અને ઈચ્છીત ફળને આપનારાં કર્મો ( અનુષ્ઠાનો) વીગેરે ધારેલું ફળ ક્યાંથી આપે ( मुलं नास्ति कुतो शाखा ) આચાર વીનાના લોકોને કર્મો શું ફળ આપનારાં નથી. ( ૧૬ )

અ૦—હાથીને દોહિને દુધ કાઢીને માટલાં ભરશે અને ઉંટ બકરાં કે ઘેટાંના દુધની છાશ કરશે.

ભા૦—બુદ્ધિ વિનાની પ્રજા થૈ જશે તે નહિ થવા જેવી વસ્તુઓને જડતાથી વળગી રહેશે ખોટામાંથી સુખને શોધન કરીને કાઢવા મથશે સવળું મુકી દઇને અવળાને ઝાલશે. ( ૧૭ )

અ૦—છ પ્રકારના હરિ દર્શણનું તો નામ નીશાન રહેશે નહિ જનોઈ તો કોઇજ પેહેરશે અને માળા પણ કોઈ નહી ફેરવે.

ભા૦—દેવદરશણમાં શું તત્વ છે તેની સમજણુ પડવાની નથી અને મુર્તિયોની પુજા કરવામાં જડતા થૈ જશે બ્રાહ્મણોને શરમ આવશે કે જનોઈ દેખીને મને કોઈ ઓળખીને ભીક્ષા કરનારો સમજી લેશે અથવા જનોઇમાં શું તત્વોની વાતો ભરેલી છે તેનાથી અજાણ્યા રહિને સંસ્કારો કે શાસ્ત્રોક્ત કર્મક્રીયા વિનાજ જાતી રીવાજને અનુસરી સુતરનો તાંતણો ઘાલી રાખીને રહેશે બ્રહ્મસુત્રને સમજીને પહેરનારા તો કોઇકજ રહેશે અને માળાઓને માટે ઝઘડા કરશે માળા ફેરવવાના મતલબને જાણીને તેને ફેરવનારા તો કોઇ વિરલાજ રહેશે. (૧૮)

અ૦—ધ્યાન ધરનારાઓ ધ્યાનની મુદ્રાને નહિ સમજે અરસ પરસ એકેકની ન્યાતોમાં નાતરાં થશે.

ભા૦—ધ્યાન ધરવાનું સતયુગનું કર્મ છે (ध्यान प्रथम युग मख युग दुजे) પહેલા યુગમાં ધ્યાન અને બીજા યુગમાં યજ્ઞ તે કળીયુગમાં નહિ રહેશે કે નહિ ફળ આપે ચાતુર્વર્ણ વ્યવસ્થા તુટી જવાથી સૌના એક સરખાં આચર્ણ થૈ જવાથી એક એકને નાતરાં કર-

વામાં પ્રથમની સાંકડી વ્યવસ્થામાં બાધ ગણાશે નહિ. ( ૧૯ )

અ૦—ચારે વર્ણ ( બ્રાહ્મણ ) આદી લૈને સર્વે એક થાળ ( પંગત ) માં ભેગા બેશી જમણુ જમશે નીચ ઉંચ જાતનો સંકોચ મટી જવાનો વખત આવશે. ત્યારે એકમેક વર્ણ થઈ જશે માત્ર સ્ત્રી અને પુરૂષ બેજ વર્ણ સમજાશે એટલે નરનારી મળી એક માણુસ ગણાયં.

ભા૦—એક એકનું એંઠું ખાવા પીવામાં ભેદ કોઇ રાખશે નહિ એટલે સૌને ધર્મની પવિત્રતા પાળવાનું મટી જશે ત્યારે તેવા એકજ વર્ણના કેમ નહિ ગણાશે. ૨૦

અ૦—જ્યારે સર્વ વર્ણ ( જાત ) આવિ ભ્રષ્ટતાથી એક થૈ જશે ત્યારે હરીના ઉપાસકો હરિનું ભજન કરશે.

ભા૦—ચાર વર્ણની બાંધેલી વ્યવસ્થાનો પાયો વેદશાસ્ત્રના પ્રમાણમાં મળતો નહિ આવે અને તેને આધારે ચાલવાની સમજણ પણ જડ જનાવર જેવી થૈ જશે અને અત્યાચારમાં ડુબી ગયેલા સૌ એક સરખાંજ ખાવા પીવામાં પહેરવા ઓઢવામાં બોલવા ચાલવામાં થઇ રહેશે તે વખતે હરિભક્તો વિવેકી સજ્જનો હશે તે વિવેકવડે વિચાર કરીને પરમેશ્વરને પ્રાર્થના કરશે હવે ધર્મની ઘણીજ પડતી સ્થીતિ અમારાથી જોઈ

શકાતી નથી અમોને કોઈ શરીર ઉપર માર મારે કે દેશનીકાલ કરે કે ધનમાલ લુટી લૈને કેદમાં પુરે તો ઓન સરખાવટ ધર્મની હાનીના કરોડમાં અંશને જોડે આવતી નથી અર્થાત્ અમોને ધર્મની હાનીમાં જેટલો આચકો મન ઉપર પડે છે તેટલો ધક્કો બીજા કોઇ દુઃખોથી વાગતો નથી માટે હવે અમારા ઉપર દયા કરીને અવતાર ધારણ કરી નવા યુગ પ્રમાણે નવીન ધર્મની સંસ્થાયો બાંધવાની કૃપા કરશો અને શીઘ્રતાથી પધારી અમો સૌ આપના આશ્રિત થયેલાઓને દર્શણ દે શાંતીમાં રહેવાની ધીરજ આપશો. અર્થાત્ તેવિ રીતે સ્તુતિ કરી હરિને આશરે રહેનારા હશે તેવા તે જીવ દયાવાળાઓના સંકોચીત્ત વ્યવહારના બંધારણોમાંથી છુટા પડી જઇને ઈશ્વરી પ્રેમની સગાઇમાં ગુંથાઈ પ્રભુના ભજન સ્મરણમાં મસ્ત બનીને આનંદમાં તે રહેશે. (૨૧)

અ૦—આગમવાણીમાં તો ચતુર મનુષ્ય હોય તે જાણી શકે જેના ઉપર પૂર્ણ પુરૂષ પરમાત્માની પૂર્ણ કૃપા હોય તેજ.

ભા૦—જેના ઉપર વ્યાપક વાસુદેવની દયા દ્રષ્ટિ હોય તો તેથી દીવ્ય-જ્ઞાન ચક્ષુ ઉઘડવાથી આગમ ભવિષ્ય વાણીમાં શું અર્થ સમાયલો છે તે સારી પેઠે જાણી

શકે છે જેણે તેવી જ્ઞાન દ્રષ્ટિ કરી હોય તે તેવા ભવિષ્યવેત્તાઓની સુચનાને આધારે તારણ કાઢી શકી ને જાણી શકે છે. પાંચમા વર્ષ સુધિનો હેવાલ ટુંકામાં પુરો થયો— (ભારતનું ભવિષ્ય)

॥ सारांशमां आगम वाणी—प्रकर्ण ३) આરંભ ॥

( राग बीहारने मळतो जणाय छे. )

सांई मारा सत्यथी तारशे—टेक ॥
लक्ष्मो लुटाशेरे लोको तणी तेनो वारे ना बुम ॥
असलो जादा चुडोला पेहेरशे होशे भेदीया गुम—टेक ॥१॥
विप्रोना तागारे तुटशे क्षत्रि वैश्य नीशान ॥
चामडाना नाणारे चालशे एछे आगमना एधाण—टेक— ॥२॥
पंडीत होशे बहु पापोया कपटी रूडारे भाई ॥
कायमरे लेखुं मांगशे जांबुद्विपनि मांहि ॥ टेक— ॥३॥
पोथी पुस्तक खोटां पडशें रेहेशे काजिनां कुरान ॥
आलम धणी आवशे झलके लाल निशान—टेक ॥४॥
दक्षणथी दल उलटे आवे जांबुद्विप मांहि ॥
ब्रह्मांड तो डोले वायरे दली डेरा घेसांई ॥५॥
हिन्दु तरको भ्रांत भाजी एक होशेरे साज ॥
घेरे घेरे श्याम चक्र होयलारे ऋषियोनुं राज—टेक. ॥६॥

અર્થ—મારો ધણી સચાઇથી સુખ આપીને તારશે

ભાવાર્થ—મારા સત્યના બળથી પ્રભુને સહાય કરવીજ પડશે. (ટેક)

અ૦—દુનીયાના લોકોની પુંજી લુંટાશે તેની કોઇ વાર બુંમ સાંભળનાર નથી. અસલ આદમીઓ ચુડી પેહેરશે અને જાણકારો હશે તે ખોવાઇ જશે. ચુપ થે રહેશે.

ભા૦—ભારતભુમીની મીલકત ધોળે દીવસે લુટારાઓ લુટીને લઇ જશે તેની ફરીયાદ કોઈ સાંભળશે નહિ જેની વાહાર તેનીજ ધાડ આવશે. અથવા આપસી ઝઘડાઓના દાવા કરવામાં લોકોની માલ મીલકત રાજકારભારીયોજ- ફીસ અથવા લાંચોમાં લુટી લેશે અને અસલીજાદા એટલે ખાનદાન ઘરાણાના અથવા ખરો ક્ષત્રાણીને પેટે જન્મેલા હશે તેવા વીર પુરૂષો ચુડી પહેરશે એટલે હૈવત (કૌવત) વિનાના નમાલા જેવા થૈ જૈને નોકરોના પણ નોકરો થઈને નૂર શુર ખોઇ દેવાના અને ભેદીયા ગુમ થશે એટલે સારી પેઠે રાજતંત્રને ચલાવિ શકે તેવા બાહોશોને મ્હોટો હોદ્દો નહિ સોંપવામાં આવે તે તો ઠીક છે પણ તેવાઓને બુદ્ધિમાનની કિંમત નહિ કરતાં દંડ–સજા. કે દેશ નીકાલ કરવામાં આવશે કે તે પોતેજ સમજીને

ગુંમ ચુપ ચાપ થૈ રહેશે. એટલે અસલીજાદા ચુડીલા પહેરશે. ( એ વર્તમાન સમયમાં કેટલે અંશે છે તે વિચારી લેવું. ) (૧)

અ૦—બ્રાહ્મણોની જનોઇયો તુટશે અને ક્ષત્રિ (રજપુત) અને વાણીયા નામના કહેવાશે અથવા તેમનું પણ કાંઇ ચિન્હ નહિ રહેશે.

ભા૦—જે બ્રાહ્મણો બ્રહ્મત્વને નહિં જાણીને કેવળ જનોઇનાજ તાંતણાથી હું બ્રાહ્મણ છું એવું જાતિ અભિમાન ખોટું ધરાવનારા હશે તેવાઓના જનોઇના તાગા-તુટશે

જેમકે ब्रह्मतत्वं न जानाति ब्रह्मसूत्रेण गर्वितः ॥
તેમ ક્ષત્રિ વૈશ્યોનું પણ સમજી લેવું જોઇયે છે.

અ૦—ચામડાના નાણાનું ચલણ ચાલશે એવાં એવાં એધાણ મળશે ત્યાર પછી કલંકી આવશે.

ભા૦—નોટો વિગેરે જે ચાલે છે તે ચામડાનું નાણું કેમ નહિ સમજવું જે ચિન્હો વર્ણવ્યાં છે તે મળતાં આવે છે તેથી અનુમાન કરી શકાય છે કે જરૂર કોઇ દીવ્યપુરૂષ પ્રગટ થશે. (૨)

અ૦—પંડીતો ઘણા પાપી થશે અને મુર્ખાઓ-કપટીઓ સારા સ્વભાવના થશે એવું અવળું થઇ જશે તે વખતે કાયમ-શેખુ લેવા જાંબુદ્વીપમાં આવશે.

ભા૦—પુસ્તકોને વાંચીને-અનુભવિ આત્મજ્ઞાનવિનાના જે પંડિતો હશે તે પાપકર્મોના પ્રવર્તક થશે અને વેદ શાસ્ત્રાના વચનોને જડતાથી પકડી અવળો અર્થ દુનીયાને સમજાવિ ઉંધે રસ્તે દોરશે તેમજ અજ્ઞાન ભરેલી આંધળી દુનીયાં તેવા પાપના માર્ગને મજબુત પકડી રાખશે જેમકે દેવોને તો પશુનું બળી દેવું જ પડે તે નીમીત્તે દરવર્ષે લાખોના કરોડો ગરીબ પશુઓનો સંહાર વચનથી કરાવિને તે પંડિતો પાપના ભાગી પુરેપુરા થૈને સંસારમાં પાપ માર્ગનો ( હિંસાનો) વધારો કરાવવાના કારણરૂપ બનીને પુસ્તકોની રચનામાં જરાએ ખામી બતાવનારા નથી. તેમજ ન હોય તો અજ્ઞાન જગતને શું ખબર હતી કે મેવા પકવાનો કે સ્વાદીષ્ટ પદાર્થોને દેવો નથી ભક્ષણ કરતા અને જડ જનાવર ગંદુ અપવિત્ર પ્રેમથાં ભક્ષણ કરીને સંતોષ પામીને તેવા ભક્તોને સુખ આપે છે આવિ સમજણ તેવા પંડિતોએ નથી આપી તો શું જગત લેભાગુ કામ કરિ રહિ હોય તંને કેમ ન રોકી શકે અર્થાત્ તેવા પંડીતોજ તેની જડ રોપી ગયા છે તેને પોષણ થવા જળ પાવા જેવું પુસ્તક રચી મુકી ગયા છે જેથી આ આર્યભારતભુમીં જાણે અનાર્ય પ્રજાને શરમાવે તેવિ માંસ મદીરામાં ગુલતાન

બનીને રહિ છે અને તેમાંજ પોતાનો જાન માલ અને દેશ ડુબી રહ્યો છે આથી આ સર્વ પ્રકારે દોષોનો ભંડાર તે પંડિતો કરી શકે છે તે વાસ્તેજ પંડીત હોશે પાપીયા. અને મુરખ. કપટીયો તે એવા કે જે હિંસાનું પાપકર્મ કરી ગુજરાન ચલાવનારા હશે તે વાતે સારા પવિત્ર આચર્ણના બની જૈને હિંસા કરનારાઓને રોકશે. (એવો સમય અવળો બદલાઇ જશે તે વખતે કાયમ (કલંકો ભગવાન બત્રીસ લક્ષણ સહિત અને બ્રાહ્મણને ઘેર જન્મીને) આ ભારતભુમીમાં પાપીયો અને પુન્યાત્માઓ કેટલા છે તેવું લેખું માગશે તેનો જવાબ શું દેવાનો તે વિચારવું. (૩)

અ૦— પુસ્તકો ખોટાં પડશે અને સાચાં તો કાજીયોનાં બનાવેલાં કુરાણ રહેશે તે વખતે આલમધર્ણી આવશે. લાલ ધજાયો ચડશે. ડંકા વાગશે.

ભા૦—વેદ શાસ્ત્રોની વિધિ પ્રમાણે કોઈ સંસ્કાર કર્મકાંડ કરશે નહિ તેમાં શું હેવત છે તેને જાણશે નહિ અને લોકરૂઢીનેજ વિધિથી પણ સોધણે કરજે માની મુકશે એટલે વેદશાસ્ત્રો તો નકામાંજ થૈ પડયાં ત્યારે કાજીના કુરાણનો ઉપયોગ સારી રીતે મુસલમાનો તેમ હિંદુઓ કરશે તેમાંથી ચમત્કારો પણ જોવામાં

કાળ તણો જે ભય લાગે તો ઉઠ ઉભો તું વેલો થા
સર્વ સમયમાં સાહ્ય કરે છે તે હરિને તું શરણે જા
એવું તુજથી નહિ બને તો અજ્ઞાતમાં માર ખાશે છે. ટે૦ ૮

પરમેશ્વર પળ પળને વિષે આપણને સંભાળે છે
હરદં જે તું યાદ કરે તો સર્વ ઠામ પ્રતિપાળે છે
કહે નારાયણ નિર્ભય થાવા ગુરુ શરણે સૌ જાવે છે. ટે૦ ૯

વિ. સં. ૧૯૭૪ પો. શુ. ૧

દેહ ધારણ કરેલો છે તેનો નિમિત્ત પુરૂં થયું કે ઘડી પણ રહેવાનો નથી માટે તેના પહેલાં પાળ બાંધવિ જોઇએ

હજુ કેટલાએક કથન આગમવાણીનું કથી ગયા છે પુરેપુરો લેખ કોઇને મળતો નથી જેને જેટલો મળે છે તેટલો તેના અનુભવ પ્રમાણે કરે છે. પણ કથન કરવાનું તો બાકીજ રહિ જાય છે. ભુલ સુધારીને સજ્જનોએ વાંચવું

દોહરો.

કો સમર્થ થાશે [1]કદા ભાંખશે લેહ વિચિત્ર.
આગમ [2]ગાથા તે કથી કરશે સર્વ પવિત્ર—

लेखक—ब्रह्मर्षि नारायण शर्मा.
( बांसवाडा—राजपुताना )

૧ કોઇ વખતે ૨ વાણી.

## ॥ श्री नर्मदाजी प्रसन्नोस्तु ॥

### बालापनमे हरि भजे आगे होत सहाय ॥

હું જ્યારે ૧૫-૧૬ વર્ષનિ અવસ્થાનો હતો ત્યારે. જ્યાં કબીર બેટ છે ત્યાં બે બાજુએ નર્મદાજી વહન કરી રહ્યાં છે તે બેટમાં નર્મદાજીનું આરાધન કરવા બેઠો હતો ત્યારે બ્રહ્મચર્યનિ સ્થિતિમાં હતો એટલે એવો હટ કર્યો હતો કે જો નર્મદાજી રૂબરૂ આવિને અખુટ ધન આપી જાય તોજ જળ પણ પીવું નહિતો નર્મદા જળનું આચમન શીવાય બીજું વધારે જળ વપરાવું નથી. સ્નાન કરવું પણ પિવું તો નહિજ. તેવા દશ દીવસ વિતિ ચુક્યા

દશમા દીવસનિ સાંજ પડતાં પહેલાં મને ભુખ અત્યંત લાગી. તે પછી શરીરમાં અગ્નિ ધીકવા લાગ્યો. મગરો ચારે બાજુએ ફરતા જણાયા પણ જવાનો કોઈ રસ્તો તો હતોજ નહિ બે બાજુ નર્મદાજી ભરેલાં હતાં.

બીજાં પણ ચિન્હો થયાં હતાં પણ બેશીજ રહ્યો ગુરૂ મહારાજના મંત્રને જપવો શરૂ કર્યો. નર્મદાજીનો મંત્ર બંધ કર્યો. અહધિ રાત્રિ થઈ એટલે પાણીમાંથી આગના ભડકા દેખાવા લાગ્યા. અને તોપોના અવાજો સંભળાયા પછી વિજળીથી વધિને તેજનો ગોળો જળમાંથી નિકળતો દેખાયો તે નજીકમાં આવતું દેખ્યું તો નાગ છે એમ જણાયું

અંદર બીજાં કોઇ બેઠેલાં ઉભેલાં જણાતાં હતાં વચમાં મ્હોટી ખુરસી હોય તેવું જણાતું હતું તે ઉપર ફક્ત મોટું જ તેજ ભરેલું દેખાણું તેજથી મ્હારી આંખો અંજાઇ ગઇ એટલે મેં વેંચિ (બંધ) કરી દીધિ. એટલે અવાજ થયો હું કહુ તે તું સાંભળ આંખ ઉઘાડીશ નહિ. દેવોને સંતાપવાથી સુખ મળતું નથી.

મેં જે પ્રેરણા કરીને મેવા દુધ કંદ ફળ વિગેરે મોકલ્યાં તે પણ નહિ ખાધાં અને મ્હારા ઉપર અન્નજળ વિનાનિ લાંઘણો કરવિ એ આસુરી તપ કોણે શિખવ્યું છે. પ્રારબ્ધમાં જે હોય તેથી દેવો વધારે ન આપે. મહેનત કરશો તેમાં સહાયતા મળશે. આગળ ઉપર અખુટ લાભ મળશે. સવારે ઉઠીને ગુરૂ મહારાજ પાસે જાઓ તમ્હારા ગુરૂ કોણ છે તે તમો ઓળખ્યા વિના ભટકો છો.

શુદ્ધ સચ્ચિદાનંદના ધામી છે. પ્રથમ તે મહાવજી મહારાજ (વાગડ દેશમાં) થયા હતા તે પછી સંતરામ મહારાજ (નડીઆદમાં) થયા અને હાલમાં હરિનારાયણ મહારાજ થયા છે તેમનિ સેવા એજ મેવા છે. જેમનિ સેવાનિ અપેક્ષા દેવો પણ રાખે છે. એ કહિને શબ્દ બંધ થઇ ગયો. તે નર્મદાજીના વચનનો લાભ હવે સમજાયો કે સંતોષ અને શાંતિ જેવું કાંઇ અખુટ ધન નથી. શ્રી રસ્તુ.

सो  हं

# ॥ सुखसिन्धु भाग १ ॥

## પ્રકરણ ૧.

### સુખની શોધ.

સદ્ગુરૂનિ સ્તુતિ–રાગ હરિગીત છંદ.

પુરણબ્રહ્મ પરેશ પાવન પરમ દીનદયાળ છો,
રાખજો નિજ શરણમાં ગુરૂ બહુજ આપ કૃપાળ છો. ૧
નિરખી દોષો દુર કરજો કાપજો [1]બદ બુદ્ધિને,
નાથ યથારથ જાણવાને આપજો સદ્ [2]શુદ્ધિને. ૨
રાગ[3] દ્વેષનું મૂળ છેદી ભેદી ઉર[4] નિરમળ કરો,
યશ પ્રભુના નિત્ય ગાવા કામ ક્રોધો પરહરો. ૩

---

૧ ખોટી. ૨ સારી ગ્રાહકશક્તિ. ૩ પ્રીતી. ૪ હૃદય.

જજર મિષ્ટથી ગુરૂજી ભાળો ભૂલ મ્હારી નવ ગણો,
વિનયથી ગુરૂ વિનવું હું બાલખું ગુરૂ તમતણો. ૪
શ્વપચ[1] કર્મનો નાશ કરજો પાળજો ગુરૂ પ્રીતથી,
નામનિ ધુનિ નિસરેને અડગ[2] રહે રૂડી રીતથી. ૫
ઘનાર બંધન બન્ધ કરવા કરગરૂં હરજીશ હું,
શામ દમાદી કાંઇ ન કીધું પારહું ઉતરીશ શું. ૬
રક્ષણ કરશો સબળ[3] ગુરૂશ્રી હરિ નારાયણ નામ છે,
માન્ય કરજો ચરણ હૃદયમાં[4] હસ્ત જોડી પ્રણામ છે. ૭

સં. ૧૯૭૪ પૈ. શુ. ૧

પ્રશ્ન—આપણે સહુને સુખ નિજ જરૂર છે સુખનિજ આશા છે સુખનીજ માગણી છે સુખમાંજ વસવું છે—

ત્યારે દુઃખ કેમ આવતું જાય છે. દુઃખનિ તો કોઇને જરૂરે નથી દુઃખનિ કોઇ આશાએ કરતું નથી દુઃખનિ કોઇનિ માગણી પણ નથી. ત્યારે દુઃખમાં કેમ રહિયે છૈયે.

ઉત્તર—सर्वं परवशं दुःखं सर्वं मात्मवशं सुखम् ॥
एतद्विद्यात्समासेन लक्षणं सुखदुःखयोः મનુ.

અ. ૪–૧૬૦

---

૧ નીચ. ૨ ડગે નહિ. ૩ સમર્થ. ૪ મન્ને.

જેટલું પરાધિનપણું છે તેટલું દુઃખ છે અને જેટલું સ્વાંધિનપણું છે તેટલું સુખ છે આ ટુંકામાં સુખ દુઃખનું લક્ષણ જાણવું. અર્થાત્ સુખી થવું તે પણ આપણાજ હાથમાં છે અને દુખી થવું તે પણ આપણાજ હાથમાં છે માટે સુખનિ આશા જો આપણે કરતા હોઇયે તો તો સર્વ પ્રકારનિ ધીરજ રાખીને પરતંત્રતાને સમુળગી કાઢી નાખીયે અને સ્વતંત્રતામાં સુખનિ શોધ કરી લેવિ જોઇયે. ઉપરના શ્લોકનો ખાસ મતલબ તો એવો નિકળે છે કે सर्वं आत्म वशं सुखम् એટલે સર્વ પ્રકારે આત્માનું સ્વતંત્ર રહેવું એજ સુખનું મુળ છે અને જો આત્મા પરવશ ( પરાધિનપણે ) છે તો તે દુઃખનું મુળ છે. सर्वं परवशं दुःखम् એટલે આત્મા જો સર્વ પ્રકારે ઇંદ્રીયોના વિષયો નેજ સ્વાધિન થઇને રહે તો તે આત્માનું પરતંત્રપણું છે તેથી પરમાત્માનિ સાથે આત્માનો વિયોગ થતો જાય છે જેમ જેમ ઇંદ્રીયોના આધિન થતો જાય છે તેમ તેમ પરાધિનતા વધિ પડે છે જે પરાધિનતા છે તેજ દુઃખોનું મુળ કારણ છે.

चोपाई—देखु विचारि अपने मनमांहि × पराधिन स्वप्नेहु
सुख नांहि—

માટે સુખનિ જરૂરતમાં પૂર્ણ સર્વ પ્રકારનિ સ્વતંત્રતાનિજ જરૂર છે. પ્રથમ તો ઇંદ્રીયાધિન થયેલા આત્માને સ્વતંત્ર કરવો જોઇયે આત્માને વશ ઇંદ્રીયો રહેતો સુખનું

મુળ છે અને ઇંદ્રીયોના વશમાં આત્મા રહે તો દુઃખનું મુળ છે માટે ઇંદ્રીયો ઉપર આત્માનો ઉપરીપણાનો હુકમ અને કબજો આપણે કરવો એજ ખાસ સુખનું મુળ છે તે પછી આપણા દેહને કેળવણીથી સ્વાધિનતામાં કરવું જોઇયે પણ આપણે દેહને કેળવિને સુખનિ આશાએ પરાયાને વેચી દીધું તો તેમાં સુખની આશા કરવિ વ્યર્થ છે.

एतावज्जन्म साफल्यं यदना यत्त सुस्तिता ॥
ये पराधिनतां याता सौवै जीवन्तिके मृताः

હિતોપદેશ ૨૭૯

પારકાને આધિન થયા વિના આ જીવિકા ચલાવવિ એટલુંજ આ જન્મનું ફળ છે જે પરાધિન થયેલા છે તે જીવે છે એમ જો કહિશું તો મુવેલા કોને માનવા.

માટે પ્રથમ તો આત્મા અને ઇંદ્રીયોનિ સ્વાધિનતા કરવાથી અને દેહને સ્વતંત્રતાનો ધંધો કરવાથી સુખ મળે છે તે પછી આપણે વધારે વિચારવું રહ્યું.

( गजल१ ).

પરાણે પેટને પોષ્યું, સહિને સંકટો ઝાઝાં;
રહ્યા પરતંત્ર જો કિંચિત્, જીવ્યા તે ના જીવ્યા જેવું. ૧

[1]કરજ ના કરી દામો, જમણુ સારાં બનાવિને;
જમ્યા જો સંગ [2]સ્નેહિઓમાં, જમ્યા તે ના જમ્યા જેવું. ૨

હરિને હેતથી ભજવા, રોવું ના પ્રેમનું આવ્યું;
રડયા જો કાણુ[3] કુટીને રડયા તેના રડયા જેવું. ૩

ગરીબોને રીબાવ્યા છે, સતાવિ જુલમ તો કીધા;
કર્યું જો દાન વિપ્રોને, કર્યું તે ના કર્યા જેવું. ૪

નર્મદા તિર [4]નિવાસ, પીધિ ના પ્રેમથી પ્યાલા;
પીધું જળ [5]કુવાનું ખારૂં, પીધું તે ના પીધા જેવું. ૫

દુખીના દુઃખને જોઈ, જરાયે દીલ ના દાઝયું;
કરી વ્હેવાર નિચિંતા, કરી તે ના કર્યા જેવિ. ૬

નારાયણ સુખને શોધિ, સહુને સુખમાં રહેવા;
કર્યો ના બોધ સાચો તો, કર્યો તે ન કર્યા જેવો. ૭

સં. ૧૯૭૬ પુરૂષોત્તમ શ્રાવણ.

# પ્રકરણ ૨.

( વાગડ દેશને વધારે લાગુ પડતું છે. )

ખરા સુખમાં આડ કરનારા કુ રીવાજો આપણામાં એટલે બધે દરજ્જે વધિ પડયા છે કે જેનિ હદ કે શીમાં

૧ દેણું કરી વ્યાજે કાઢીને. ૨ સગાં અને ન્યાતમાં. ૩ શોકાચારનું રોઇને. ૪ પાણી. ૫ કુવાનું પાણી.

રહિ નથી તે કારણો બધાએ પરાધિનતાનાજ છે એટલે પછી આપણને સુખનું દર્શન તો ક્યાંથી થઇ શકે. જે કામ કરવામાં સ્વતંત્રતા હોય શરિરને અને આત્માને પણ આરામ મળતો હોય અને વળી તેમાં પરોપકાર સમાયલો હોય તો તે ખરૂં સુખ આનંદ આપીને કલ્યાણ કરી શકે છે. અને જે કામ કરવામાં પરાધિનતા હોય શરિરને અને આત્માને પણ પરીશ્રમ વેઠવો પડતો હોય અને વળી તેમાં કોઇને પીડા ઉત્પન્ન થતિ હોય. અને જડ મમતા રાખીને મિથ્યા અભીમાનથી જે કામો કરવામાં આવતાં હોય તે બધાં દુઃખજ છે શોક આપીને હાનિ કરનારૂં છે. તે સાર અસારને જાણવા માટે જ્ઞાન અને વિવેકનિ જરૂર છે, તે સર્વ દેશી જ્ઞાનનું કથન બીજા લેખમાં વર્ણન કરવામાં આવશે. હાલમાં તો આપણામાં જે પરાધિનતાના કારણો છે તેને ખોળીને તે પરાધિનતાને દુર કરવાથી સુખ મળે તેમ છે તેનું શોધન કરવું જરૂરનું છે માટે તેને સમજી અને સમજીને ઝીણી નજરે ખુબ વિચારવું. આપણામાં પરાધિનતા આવવાનું ખાસ કારણ તો આળસજ ભરાણું છે. એટલે ખ શી રીતે આવે.

सुखं दुःखान्त मालस्यं दुःखं दाक्ष्यं सुखोदयं ॥
भूतिस्त्वेवंश्रिया सार्द्धं दक्षे वसतिनालसे ॥

( ભારત શાંતિપર્વ ૧૭૪. )

દુઃખને અંતે સુખ મળે છે આળસથી દુઃખ પેદા થાય છે વિવેક અને ડહાપણુથી સુખનો લાભ થાય છે મંગળ ( કલ્યાણ ) અને લક્ષ્મી બુદ્ધિમાન્ ( ડાહ્યા ) મનુ- ષ્યોમાં વાસ કરે છે પણ આળસુમાં અને ( ભ્રષ્ટતા ) માં વાસ કરતાં નથી.

માટે પ્રથમ તો આળસને અને અનાચારને દેશવટો દેવો જોઇયે તે પછી ખરા સુખની આશા કરવિ કેમકે આપણામાં આળસ ભરાણી તેથી વિદ્યાભ્યાસ ન થયો તેમ સર્વ દેશી જ્ઞાન ન હોવાથી આપણા વડીલો ( ઋષિ મુ- નિયો ) ના વર્તણુંકને સમજી શક્યા નહિ એટલે દરેક કા- મમાં દ્વેષોત્પત્તિ વધિ પડી તેમ તેમ ધર્મનિ હાનિ થતિ ગઈ છે માટે હવે વિચારવું જરૂરનું છે

( રાગ ઈંદ્રસભાનો. જો ગુરૂનું જ્ઞાન તારા હૃદયમાં રહ્યું. )

આત્મ બન્ધુ આપણે નાદાર શું થયા,
[1]પ્રાચિનના રીવાજ શું છે ભુલી તે ગયા. ૧
ભણુશો ભાવથિ કાંઈ સદ્ગુણો શીખો,
કેળવો સુબુદ્ધિને તો માથું ના ઝીકો. ૨
દ્વેષ લેષ છે નહિ એ દેશ છે ખરો,
હળી મળીને સર્વ રહેવું કલેશ ના કરો. ૩

ઐક્યપણું છે નહિ તો લાભ શું લહો,
પ્રથમ સમ્પ આદરી વળતી શુભ ચહો. ૪

માનવિકો[2] માનશો તો શુભ થશો લહો,
વિશ્વનાથ સૂનુ[3] આત્મ ધર્મ નિગ્રહો. ૫

સં. ૧૯૭૧ માઘ શુ. ૫.

૧ માટે પ્રથમ તો આળસ છોડીને બાળકોને ભણાવવાં જોઇયે. ૨ લોક રૂઢીયોને છોડીદેને આપણા ઘરડા રૂષિ મુનિયોના રીવાજોને પાળવા જોઇયે અને જુના રીવાજોનિ સુઝ નહિ પડે તો તેમના (ઋષિ મુનિયો) ના લખેલાં શાસ્ત્રોને આધારે તો કરવુંજ જોઇયે જે શાસ્ત્રો છે તેજ આપણા જુના રીવાજોના ચોપડા કર્મકાંડના છે. તેને આધારે આચારાદી પાળવાંજ જોઇયે. ૩ આપણામાં કુરીવાજો હોય તેને બદલી નાખવાને એકઠા મળીને પોષાય તેવા ઠરાવો કરવાની ખાસ જરૂર છે. ૪ આપણે આવકનો ખરચો કરતાં હિસાબ ગણવો જોઇયે આવકથી ખર્ચ વધારે ન કરવો જોઇએ. આવકનો વિચાર કર્યા વિના ખર્ચો કરે તો મ્હોટો કુબેર ભંડારી જેવો ધનવાન હોય તો તે પણ દળીદ્રી થઈ જાય છે.

---

૧ કુરીવાજોને કેમ ન બદલાવા. ૨ કોઇ. ૩ પુત્ર (નારાયણ શર્મા)

तस्यचापो अवेक्षार्थं विरुद्धौ रक्षणे तथा ॥
भक्ष्य माणो ह्यनादानात् क्षीयेत हिमवानपि ॥

( ભારત વનપર્વ ) ૩૨–૧૦

ધનનિ વૃદ્ધિ કરવામાં તથા રક્ષણ કરવામાં કાળજી રાખીને આળસ કરી દિધિ તો આવક વિનાનો જો ખર્ચ કરવા માંડે છે તો હિમાચળ પણ ખુટી જાય છે. ત્યારે આપણે કાંઈ વિચારતો કરવોજ રહ્યો આપણ હિમાચળ કે કુબેરભંડારી તો નથીજ આજે ભારતભૂમીમાં કેવિ વિપરીત કર્મદશા ચાલી રહિ છે આપણા કેટલાએક ભાઈયોનિ સ્થિતિનું વર્ણન કરતાં પણ આંખમાં આંસુ નિતરવા લાગી જાય છે. કેટલો બધો દેશ ગરીબી હાલતમાં આવિ ગયો છે. નથી તો કોઈનિ પાસે ઉદ્યોગ કરવાનું સાધન કે નથી બળ બુદ્ધિ કે હિંમત કેટલાંએક ભાઈયો તો બાળ બચ્ચાનું પુરૂં ભરણ પોષણ પણ ન કરી શકે તેવિ હાલતમાં છે. ગમે તેવિ ટાઢ પડતિ હોય પણ પુરાં વસ્ત્ર ઓઢવા પહેરવાના નથી હોતાં કેટલાંએકને તો ભુખે ટળવળતાં પણ આજે આપણે જોઈએ છૈયે. તેવિ ગરીબી હાલતમાં શું સુઝે કાંતો ચોરી કરવાનું કે બૈરીયોને સ્વેચ્છાચાર વૃત્તિયે વર્તવાનું ( વ્યભીચારાદી ) કે પોતાના પ્યારાં બાળકોને વેચિને પણ આપણું પુરૂં કરવું ઈત્યાદી અત્યાચારો કરવાનું કારણ

જોરશોરમાં ગામેગામ અને ઘેરેઘેર વધિને હવે તો હદ દરજ્જે આવિ પહોચ્યું છે ત્યાર સુધિમે આપણે તો કોઇને હજુએ આંખ ઉંચી કરીને જોવાનિએ નવરાશ આવિ મળતિ નથી જો આવિઆળસ આપણે છોડ્યો છે તો પછી સુખનું તે દર્શણ ક્યાં થઇને થાય આપણને તો ભણવાનિએ આળસ છે. ભણાવવાનિયે આળસ છે. આપણે સર્વને ધર્મ પાળવાનિએ આળસ છે સ્નાન સંધ્યાદી નીત્ય કર્મ કરવાનિ આળસનિ તો હદજ વળી ગઈ છે. શરીરને મહેનત કરવામાં બળ ( શક્તિ ) તો વિલાયતથી મંગાવિ રહ્યા છેયે ઘર કે બૈરાં છોરાંને સુધારી કેળવણી આપવાનિયે આળસ છે. વસ્ત્રાદી ધોઇને સ્વચ્છ રહેવામાં પણ કેટલી બધિ આળસ જ ભરી મુકી છે. દેશનો સુધારો કરવાનિ તો સુંઝ નથી જ પડતી. ન્યાંતો કે ગામોના બોઝા ઓછા કરિને સુધારો કરવામાં પણ આળસ છે. જે ગામોમાં ધર્મશાળાયો કે પાઠશાળાયો નથી ત્યાં તેનિ સગવડ કરવામાં પણ આળસ છે. દ્રવ્ય કમાવામાં પણ આળસ છે. અને કદાપી કમાણા તો સદ્ ઉપયોગ કરવામાં પણ આળસ છે પાડોશી ફીટીને ઘર ગામ–દેશનો ધણી કોઈ થૈ બેસે તો તેને ખસેડવામાં તો કુતરાને પણ શરમાવિ દેયે તેવિ અગાધ આળસ ભરી રાખી છે ( કુતરાનિ હદમાં જો બીજું કુતરૂં આવિ ભરાયલો તેને ભસી મુકે ત્યારેજ તે જંપે છે)

હાથે રસોઈ કરવિ પડે કે પાણી ભરવું પડે તો તેનિચે આળસ છે. સતસંગ કરવામાં કે દાન દેવામાં કે સાચો બોધ દેવામાં કે હરિનું સ્મરણ કરવામાં કે પરોપકારના કામો વિગેરેનિ આળસનું તો કહેવુંજ શું હરેક કામો કરવામાં જ્યાં જોઇયે. ત્યાં પગલે પગલે આળસ વિના બીજુ કશું તો ભાગ્યેજ જોવામાં આવે છે. જ્યારે આપણે આવડા મ્હોટા મનુષ્ય શરિરને પામ્યા છૈયે ત્યારે મગર અને અજગર તથા વાઘનિ કંત્રાટી આળસને વ્હોરી લેશું તો પછી આપણે જે ખરા સુખનિ આશા કરીયે છૈયે તે શા કામમાં આવે.

वृथा मरहु जनि गाल बजाइ ।

मन मोदक नहिं भूख बुताइ ॥

નકામાં મ્હોઢાના ગપ્પાં મારવાના છે કાંઈ મનના લાડુ ખાવાથી ભુખ મટવાનિ નથી. તેમજ જો આપણે સુખનિ આશા કરીયે તો આળસને અને અત્યાચારો અને અનિતિઓનો ત્યાગ કરવોજ પડશે કોઈ પણ કામ મહેનત વિના તો કદાપી થવાનું નથી આળસુને કાંઈ સુઝ ન પડે આળસુને સુખ ન મળે આળસુને આદરમાન કે લક્ષ્મી ન મળે માટે આળસને છોડવિજ સુખનું મુળ છે.

# પ્રકર્ણ ૩.

## ( પરોપકારનિ ખોળ )

આળસથી દળીદ્રી થવાય છે અને દળીદ્રીના જેવું બીજાને શુ વધારે દુઃખ હોય.

नहि दरिद्र सम दुख जगमांहीं ।
सन्त मिलन सम सुख कछु नाहिं ॥

સંસારનિ અંદર દળીદ્રતાના સરખું દુઃખ એક પણ નથી અને સંત પુરૂષોને મળીને (સત્સમાગમ કરીને) આત્માનો ઉદ્ધાર કરવાના કરતાં બીજું એકે સુખ નથી, આપણુ કોઈ નથી તો સત્સંગ કરતા કે નથી કોઇને સદુઉપદેશ દેતા કે નથી કાંઈ પરોપકારી કામો કરવાનિ ઉમ્મેદ રાખતા ત્યારે કયાંથી આત્માને આરામ મળે અને ખરૂં સુખ તે આપણુને જડે. કાંઈ ને કાંઇ પરોપકારી કામો તો કરવાં જ જોઇયે સુખ તો પરોપકારમાંજ સમાઈ રહેલું છે આપણી જે જેનિ જેવિ શક્તિ અને શ્રદ્ધા હોય તે તેના પ્રમાણમાં પણ પરોપકાર કરવોજ ઘટે છે જે પરોપકારનું કાંઇ પણ કામ ન કરી શકે તો તેને માણુસ પણ કેમ કહેવાય અને તેને સુખ પણ નજ મળે જો આપણે માણુસમાં ગણાવાનો હક રાખતા હોઇયે કે કોઈ સંપ્રદાઈ ધર્મ પાળવાનો

હક ધરાવતા હોઇયે તો તેને જરૂર કાંઈક પણ પરોપકારી કામો કરવાં તો પડશેજ અને કરે તોજ તેનિ માણસમાં અને ધર્મ પાળવામાં ગણત્રિ ખરી કહિ શકાય. કેમકે માણસનું શરીર મળવાથીજ માણસ ન કહિ શકાય પણ માણસના ધર્મના નિયમો પાળનારો હોય તેનેજ માણસપણું આવિ શકે છે બાકી તો આપણ સર્વ પ્રાણી માત્ર પશુ સમાનજ છેયે. ખાવું પીવું ઉંઘવું સંસારી વ્યવહાર કે સ્ત્રી પુત્રાદિના ઉપર પ્રેમ. ભય ક્રોધ લોભ ત્રષ્ણા માન કે રાગ દ્વેશ વિગેરે માણસને હોય છે, અને પરમેશ્વરને પ્રસન્ન રાખવા સબન્ધિ ધર્મના નિયમો જો ન પાળવામાં આવતા હોય તો. ખાવું પીવું વિગેરે તો પશુને પણ હોય છે અને માણસને પણ હોય છે પછી પશુ અને માણસમાં વધારે શો ફેરફાર છે. જો મનુષ્યમાં વધારે ફેરફાર હોય તો ધર્મ પાળવાનોજ હોય પણ ધર્મના તો હાલમાં ઘણા જુદા જુદા મત મતાંતરો થઇ પડયા છે એટલે જે પાળતો હોય તેને તેટલોજ ધર્મ છે અને તેજ ખરો છે અને બીજા તો ખોટા છે. એમ સમજી રાખ્યું છે પણ આપણે તેનો નિર્ણય આગળ કરીશું હાલમાં તો સર્વ મતોને અનુંસર્તું જ કહેવું છે તે એકે परहित सरिस धर्म नहि भाई. પારકાનું ભલું (કલ્યાણ) કરવા સમાન ધર્મ નથી માટે પરોપકાર કરવો એજ માણસ શરીરનું જીવન છે અને

બ્યોના અધિકાર (બુદ્ધિબળ) પ્રમાણે સમજમાં આવે છે. એટલે જેને જેમ અનુકુળ આવતું જાય છે. તે બાજુનું વળણ ખેંચે છે એકજ ગુરૂના ઉપદેશી શિષ્યોમાંથી એક સંસારને ધિક્કારે છે. અને બીજો સંસારના વખાણ કરે છે તેમાં ગુરૂનો શો દોષ છે એ તો સમજ ફેર છે. માટે આપણે તો જેમાં સાર હોય તેન ખોળતાં રહેવું તો ખરી વસ્તુ મળી આવે છે—

(ગજલ) ૪

ખરા તે ખોળતાં [1]લાધે સદા જે નિર્વિ[2]કારી છે
જગત જેને ત્રણું આ. ઉતારે પારતો આવા. ૧
પ્રથમ તો ઇંદ્રીયો સાધિ. પોતાને સ્વાધિને રાખી.
કરી છે [3]કાળની ફાકો ઉતારે૦ ૨
[4]અવિચળ એ સમાધિમાં. ગુરૂશ્રી ધ્યાનમાં રાચે.
ખુમારી બ્રહ્મનિ ધારી. ઉતારે૦ ૩
વ્યસન વૈરાગ્યનું જેને, નિશો પરબ્રહ્મનો કીધો.
રહે છે દૂર માયાથી. ઉતારે૦ ૪
મિલાવિ જોત જોતિમાં. લગાવિ ધુંનનિ ધુણિ.
બજાવિ યોગનો ડંકો ઉતારે૦ ૫

૧ મળે. ૨ કામના રહિત. ૩ અજર અમર પદ મેળવ્યું તેને કાળ શું કરે. ૪ ગમે તેવાં કામોને ઉઘામતો હોય પણ અખંડિત સુરતા પરમેશ્વર સાથે જોડેલી જ હોય.

વિવેકે તો વદે વાણી. અમીનિ ધાર છે અતિ.
હરિનારાયણ પ્યારા. ઉતારે૦ ૬
તપાસે તત્વ એ પૂરું. અધૂરું કામ નહિ કાચું.
જમાવે [1]ગુણુનિ ગાદી. ઉતારે૦ ૭
હમ્મેશાં શાન્તિમાં રહે છે. ક્ષમાથી બોધ પણ દે છે.
[2]અભયનાં દાનને આપે. ઉતારે૦ ૮
દયાળુ [3]દીનને પાળે. કીધો છે ક્રોધનો ચૂરો.
લીધો છે જ્ઞાનનો ઘોડો. ઉતારે૦ ૯
કરે ઉપગારના કામો. લગાવિ લોભને [4]લાઠી.
શમાવે શોક શિષ્યોના. ઉતારે૦ ૧૦
[5]જગાડે જાળને તોડી. છોડાવે પાશ માયાનો.
બતાવે ઠામ ઠરવાનું. ઉતારે૦ ૧૧
મોક્ષ દાતા ગુરૂ આવા. અખંડાનંદને સ્થાપે.
ત્રિગુણાતિત છે ન્યારા. ઉતારે૦ ૧૨
કરે કલ્યાણ તે સહુનું. પૂરા જે સંત છે શૂરા.
ગહન તો છે ગતિ જેની. ઉતારે૦ ૧૩
અગમની ગમ છે જેને. કથ્યામાં કેમ તે આવે.
એવા તો છે ગુરૂ મ્હારા. ઉતારે૦ ૧૪

૧ પોતાના સદ્બોધના ગુણવડે અથવા ત્રયણે ગુણોથી રહિત પણ ઈનો ફ્યાનિ નહિ. ૨ જન્મ મરણના બંધને ટાળે. ૩ ભુખ્યાને ભોજન અને અજ્ઞાનિને જ્ઞાન આપીને. ૪. લાકડી. ૫ જડવ્યવહાર અને ન્યાતો કે સંપ્રદાય ધર્મોના વાડાનિ.

નારાયણ પ્રેમથી વંદે ગુરૂના ચર્ણ કમળોને.
દેખાડી જ્ઞાનનિ બારિ. ઉતારે૦ ૧૫

સં. ૧૯૭૪ પૌ. શુ. ૧.

ગજલમાં બતાવેલી સ્થિતિને ખૂબ ઝીણા વિચારોથી સમજીયે તો તેવા વર્તણુંકો વાળા મહાત્મા પૂરૂષો આપણને દુઃખ દરીયાનો કીનારો દેખાડીને સુખ ભોગવવાનિ લાયકાત જરૂર બતાવે. અને તેવા ઉત્તમ પૂરૂષોના મળવાથી કે તેમની શીખામણથી પણ જો આપણુ તેવું વતંન ન વર્તીયે તો પછી, નુઘરા અને સુઘરાનું શું એધાણ હોય. જ્યારે આપણી લાયકાતનિ સમજુતરી મળી ચુકી હોય. તો નાલાયક બનીને અંધશ્રદ્ધામાં કેમ પડી રહિયે. જ્યારે આપણ શાક રોટલો ખાઇને પેટ ભરીને સંતોષ વાળીને ત્રપ્ત થયા હોઇયે. તો પછી પકવાનોના ભોજનમાં પણ કેમજ ફસઇએ. જો આપણ સર્વ માન્ય ધર્મોના અંગોને પૂરી રીતે સમજીને જ આચરતા હોઇયે તો પછી કોઈના સંપ્રદાઇ ધર્મના એક અંગને ખોટો છે કે તું અધર્મિ છે એવું શું સમજીને કહિ શકીયે. કેમકે ધર્મનો વિષય તો ઘણોજ ગંભીર છે—

તેનું પુરૂં વર્ણન કરતાં તો ઘણો સમય અને આયુષ વિતિ જાય આપણા કાર્ય પૂરતુંજ છેક ટુંકજ અને થોડુંજ ધર્મનું વ્યાખ્યાન કરવા ધારૂં છું તેટલામાંજ સજ્જનો તો સમજી લેશે.

# પ્રકરણ ૫

## ( ધર્મ અને ધર્મના અંગો )

સર્વ પ્રકારના ધર્મના નિર્ણયો તો સામાન્ય રીતિથી દરેક શાસ્ત્રકારકોયે પોતાનિ જ્ઞાનશક્તિ પ્રમાણે સમયને અનુસાર વિસ્તાર પૂર્વક વર્ણવ્યા છે તેઃ હવે તેનું પીષ્ટપેશણ ( દળેલો લોટ ફરીથી દળવો ) એ તો આપણો વ્યર્થ વખત ગુમાવવો છે અને મુળ લોટને નિર્રસ બનાવવો છે. પણ આજે આપણ ધર્મના રક્ષણ કરવા વાસ્તે તો મરી પડીયે છૈયે. હાવા ઝઘડા અને આપસમાં દ્વેશ ઈર્ષા વધારતા જૈયે છૈયે. છતાં એ તે ધર્મમાં આડા ( ઉલટા-અવળા ) કેટલે દરજ્જે ઉતરી ગયા છૈયે તે ધર્મને સ્મરણમાં લાવવાને વાસ્તે આપણને વર્તમાન સમયમાં ઘણીજ જરૂર છે તે ધર્મનો પુનઃ જીર્ણોદ્ધાર કરવાને માટે સર્વ દેશી જ્ઞાનનિ પ્રથમ જરૂર છે કેમકે જ્ઞાન ( જાણવાપણું-સમજવાપણું સર્વ વસ્તુ માત્રનું એ હોય તો તેનું નામ જ્ઞાન ) જો ન હોય તો દેખવું શાને આધારે. અને એકલું જ્ઞાનજ હોય અને વૈરાગ્ય ન હોય તો એક આંખથી બરોબર ન દેખી શકાય. વાસ્તે બન્નેનિ જરૂર છે ( વૈરાગ્ય એટલે. લોક વ્યવહાર-શુદ્ર રીતિયો ઉપર અરૂચી-અણગમો. અને શાસ્ત્ર વ્યવહાર કે ધર્મ તથા પરમાત્મા ઉપરનો પ્રેમ હોય તેનું

નામ વૈરાગ્ય ) સાર વસ્તુ અને અસાર વસ્તુને બરોબર જાણવું અને જાણવું તે પ્રમાણે વર્તવું તેનું નામ **ધર્મ** છે તે ધર્મને જાણવામાં તો દીવ્ય દ્રષ્ટિનિ જરૂર છે.

**ज्ञान विराग नयन उर गारी॰**

હે ગરૂડ જ્ઞાન અને વૈરાગ્ય એ બન્ને આંખો છે. તે વડે કરીને ધર્મના તત્વને જોઈ શકાય છે તેમજ ધર્મ તત્વોને જાણવામાં બીજાં પણ ઘણાએ પ્રમાણો છે.

**पत्यक्षं चानुमानंच शास्त्रंच विविधागमम् ॥**
**त्रयं सुविदितं कार्यं धर्म शुद्धि मभीप्सता ॥**

**मनु॰ अ॰ १२–१०५**

ધર્મતું તત્વ જાણવાનિ ઇચ્છા રાખનારાએ ત્રણ પ્રમાણોને સારી પેઠે સમજવાં જોઇયે. એકતો પ્રત્યક્ષ પ્રમાણ ( નજરે માલમ પડતું હોય તે ) બીજું અનુમાન ( જ્ઞાન વૈરાગ્યવડે ) ત્રીજું વેદ તથા સ્મૃત્તિ પુરાણાદીના વચનોનો આધાર–એવાં અનેક પ્રમાણોથી ધર્મના તત્વોને તથા અંગોને જાણવું પડે છે. ધર્મના અંગોને જાણનારનું લક્ષણ કેવું હોય.

**आर्षं धर्मो पदेशंच वेदशास्त्राऽविरोधिना ॥**
**यस्तर्केणानु संधत्ते सधर्मं वेद नेतरः ॥**

**मनु॰ अ॰ १२–१०६**

વેદનો તથા વેદમાંથી ઉપજાવિ કાઢેલી સ્મૃત્તિયોનો જે વેદ તથા શાસ્ત્રને અનુસરતો ( કલ્યાણ અને સુખનો ) તર્ક કરીને વિચાર કરે છે તે ધર્મને જાણે છે પણ બીજો જાણી શકતો નથી. જ્યાર સુધિ આપણામાં તેવું સંપૂર્ણ વિવેક વાળું જ્ઞાન ન આવે ત્યાં સુધિ ધમ જાણવાનિ કે પાળવાનિ લાયકાત ન ગણાય વાસ્તે પ્રથમ તો ધર્મના અંગોને જાણવાનિ લાયકાત મેળવવિ જોઇએ તે પછી ધર્મના અંગોમાંથી આપણુ કેટલાં અંગો સંપૂર્ણ રીતે પાળીએ છૈએ તેનો વિચાર કરવો અને તે ધર્મના બધાંએ કેટલાં અંગો છે ધર્મના જેટલાં અંગો છે તેટલાં અંગો જ્યારે પૂર્ણ રીતે પાળીયે. ત્યારે ધર્મનો અનુભવ કરી શકીયે. ત્યારે તે ધર્મ આપણને ખરૂં સુખ આપે. ધર્મ પાળવામાં થતો લાભ.

धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः ॥
तस्माद्धर्मो नहंतव्यो मानो धर्मो हतोऽवधित् ॥

( ભારત વનપર્વ અ. ૩૧૩–૨૮ ) મનુ. ૮–૧૫

ધર્મજ જો ડુબ્યો તો તે સર્વને ડુબાડે છે અને જો ધર્મનું રક્ષણ ( પાળવું ) થશું તો તે સર્વનિ રક્ષા કરે છે. માટે ધર્મનો નાશ કરશો નહિ. ધર્મના ડુબવાથી આપણા બધાનો નાશ ન થાય તેનિ પૂરી સંભાળ રાખવિ.

**પ્રશ્ન. ધર્મ એટલે શું.**

**ઉત્તર** ૧) પરમેશ્વરનો જે હુકમ છે તેને પ્રેમથી પાળવો ૨ અથવા તે પરમેશ્વરના કૃપાપાત્ર જે મહાત્મા પૂરૂષોને બક્ષીસ જ્ઞાન પરમાત્માનિ પ્રેરણાથી મળ્યું હોય તેવો સદ્ ઉપદેશ ( આજ્ઞા ) માનવિ તે ધર્મ છે.

ત્રીજું **वेद प्रणीतो धर्म अधर्म स्तद्विपर्य्ययः**

વેદમાં જે વર્ણવ્યો હોય તે ધર્મ છે તેથી ઉલટો હોય તે અધર્મ છે. આપણ તો હાલમાં ત્રીજા વચનને ખુબ મજબુત સમજીયે છીએ પણ તે વેદની આજ્ઞા પ્રમાણે એ પણ વર્તતા નથી. પછી આપણને સુખતે ક્યાંથી મળે.

**ધર્મના અંગો**—૧ પરમાત્માનો ધર્મ. ૨ આત્માનો ધર્મ. ૩ ઇંદ્રીયોનો. ૪ મનનો. ૫ બુદ્ધિનો. ૬ દેહનો. ૭ અવસ્થાનો. ૮ યુગોનો. ૯ પુરૂષનો. ૧૦ સ્ત્રિનો. ૧૧ વર્ણાશ્રમનો. ૧૨ કુળનો. ૧૩ દરેપતિનો. ૧૪ ગર્ભિણી સ્ત્રિનો. ૧૫ ગર્ભીણી પતિધર્મ. ૧૬ બ્રાહ્મણનો. ૧૭ ક્ષત્રિનો. ૧૮ વૈશ્યનો. ૧૯ શુદ્રનો. ૨૦ બ્રહ્મચારીનો. ૨૧ ગ્રહસ્થિનો. ૨૨ વાન પ્રહસ્થનો. ૨૩ સંન્યસ્થનો. ૨૪ પરમહંસનો. ૨૫ ગુરૂ શિષ્યનો. ૨૬ વિધવાનો. ૨૭ રાજાનો. ૨૮ પ્રજાનો. ૨૯ સ્વામિ સેવકનો. ૩૦ દેશનો ૩૧ ગ્રામનો. ૩૨. વનનો. ૩૩ શહેરનો. ૩૪ ગામડાઓનો. ૩૫ ખેડુતોનો. ૩૬ પડોશનો

૩૭ પીતા પુત્રનો. ૩૮ મા દીકરીનો. ૩૯ સાસુ વહુનો. ૪૦ પશુ અને મનુષ્યનો. ૪૧ દેવ અને મનુષ્યનો. ૪૨ મિત્રનો. ૪૩ હરિભક્તોનો. ૪૪ દાતારનો. ૪૫ શૂરવીરોનો. ૪૬ ભીક્ષુકોનો. ૪૭ ધનાઢયનો. ૪૮ અતિથીનો. ૪૯ મુર્ખનો. ૫૦ અસુરનો. ૫૧ પરોપકારી સજ્જનોના આદી લઇને ધર્મના અનેક અંગો છે. તે અંગોમાંથી આપણુ કેટલાં અને કઇયાં અંગો સંપૂર્ણ રીતે પાળીયે છૈયે તેમ ધર્મના સંપ્રદાઈ મતોમાં કેટલાએક પંથો છે.

## सम्प्रदाई मत पंथो.

વેદ સનાતન ( સ્માર્ત ) દીન ( મુસલમાની ધર્મ ) જૈન ( શ્વેતાંબરી દીગાંબરી ) ખ્રીસ્તિ પારસી ઇસાઇ ( અંગ્રેજો ) તે શીવાયના ફાંટાં એવાં છે કે તેને ગણી ન શકીયે પણુ વેદ સનાતનમાંજ ઘણાં વધિ પડયાં છે કે ૧ શિવમાર્ગિ. ૨ વિષ્ણુમાર્ગિ. ૩ શક્તિમાર્ગિ. ૪ વાંમમાર્ગિ. ૫ અદ્વૈતમાર્ગિ. ૬ વલ્લભમાર્ગિ. ૭ બીજમાર્ગિ. ૮ રાધાવલ્લભી. ૯ નાનકસાઇ. ૧૦ શીખગુરૂઓ. ૧૧ નિંબાતિ. ૧૨ કુંડાપંથી. ૧૩ કબીરપંથી. ૧૪ દાદુપંથી. ૧૫ ઉદાપંથી. ૧૬ ગોકલેશ. ૧૭ સ્વામિનારાયણ. ૧૮ રામાનુજી. તથા રામાનંદી. ૧૯ ગુંસાઇ. ૨૦ વેરાગી. ખાખી. નિરંજની. નીર્વાણી. રામાદળ. શીવાદળ. વિગેરેમાં આદ્ય કર્તા ( પંથમતો ) ચલવનારા જે મહાત્મા પૂરૂષો થઈ ગયા છે તેમને અનુસ-

રતું કે તેમનિ આજ્ઞા પ્રમાણે આપણે કેટલું પાળીયે છેયે. તેનો વિચાર કરવો રહ્યો. આવા ધર્મના તો કેટલાએ ટુકડા ટુકડા થઇ પડયા છે. તેમાંથી આપણ કયા ટુકડાને ( ધર્મના અંગને ) ખરો અને પૂરો ધર્મ કોને આમાંથી માનિયે. અને કોને ખોટો અને અધુરો માનીયે. આ જેટલા ટુકડા ( અંગો છે ) એ બધા એ ધર્મનાજ અંશો છે. એ બધાએ અંગો મળીનેજ એક ધર્મ છે તે ધર્મના હરેક અંગની આજ્ઞા શું છે અને આપણ તેથી ઉલટા કેટલા છૈયે. તેનો વિચાર તો કરવોજ જોઇએ તેમાં પરમેશ્વરનો પરોપકારી ધર્મ કેટલો બધો છે. અને આપણને તો આપણા સુખના સ્વાર્થ માટેનો ધર્મ જો પાળવો પડે છે તો તેમાંએ જાણે પરમાત્માને યશ કરતા હોઇએ તેટલું અભીમાન હોય છે. પરંતુ પરમાત્માને તો કાંઇએ સ્વાર્થએ નથી અને તેની બનાવેલી કોઈ ચીજ પાછી તેના ઉપયોગમાં લેવાનો એ અભીપ્રાય પણ નથી તેમ પોતાના ફરજીયાત ધર્મ બજાવવાનું અભીમાન પણ નથી.

૧ પમાત્માનો **धर्म—योलोकत्रय माविश्य विभर्त्य व्ययइश्वरः** ગીતા.૧૫-૧૭ ) ત્રયણે લોક ( બધિ સૃષ્ટિ ) માં વ્યાપક શક્તિ વડે પ્રસરી રહિને સર્વનું ભરણ પોષણ કરવું અર્થાત આપણા માટે સુખના સાધનો સર્વ પ્રકારના બનાવિ આપવાં એ પરમેશ્વરનો ધર્મ છે. તે કારણથાં તેણે બનાવિ આપ્યાં છે.

## ( ગજલ ) ૫

અરે ઓ ઇશ તું મ્હારા, કહું શું ગુણ હું ત્હારા;
દીધું છે સુખ તેં સંધું,[1] જગતના નાથને વંદું. ૧
મને તું પ્યારથી પાળે, કદી તું દોષ ના ભાળે;
દયાળુ દીનતા બંધુ, જગતના. ૨
મિઠા મેવા જમાડે તું, રમાડે લાડથી મુજને;
ગરીબ હું બાળ છું ગંદુ, જગતના. ૩
કરાવે મોજ તું સારી, પુરી છે આશ તેં મ્હારી;
નઠારી ટેવ તું ખંડું,[2] જગતના. ૪
કટોરી[3] દુધનિ પાઇ, પચાવી જાગવિ જોઇ;
રચાવી[4] અંનને દંતુ,[5] જગતના. ૫
નજરમાં તેજ એ ત્હારૂં, કીધું છે કાનનું બારૂં;
દીધી છે જીભ જપવા તું જગતના. ૬
લેવાને સ્વાસ સુગંધી, બનાની નાકની ખુબી;
કથું[6] હું શું કૃપા સિંધુ, જગતના. ૭
હસ્તને ચર્ણ એ કેવાં, કીધાં છે કામમાં લેવા;
રચી તેં નાડીની તંતુ, જગતના. ૮
બનાવી બુદ્ધિ તેં કેવી, પડે સમજણ બધી એવી;
વળી વીચારવા મંડું, જગતના. ૯

---

૧ બધું. ૨ છોડાવે છે. ૩ બાળકને માટે હાડકાં અને માંસના સ્તનમાંથી દુધ લાવવું. ૪ બનાવિ. ૫ દાંત. ૬ વર્ણવું.

કીધાં છે પવનને પાણી, અમારી દાઝ લૈ જાણી;
પડે જો વાંક તો દંડું,[1] જગતના. ૧૦
કર્યા ઉપગાર તેં ભારે, કરૂં શું વિનતી ત્હારી;
મને અજ્ઞાનનું છન્દું,[2] જગતના. ૧૧
ગણું શું [3]પાડ હું ત્હારો, ઉગાર્યો આપદામાંથી;
મટાડયૂં દુખનું ફંદૂં,[4] જગતના. ૧૨
કરી છે સહાય તેં મુજને, અહોહો ધન્ય છે તુજને;
નારાયણ નામ તેં દીધું, જગતના. ૧૩

વિ. સં ૧૯૭૪ પૌ. શુ. ૧



એવી અનેક રચનાઓ વડે પરમાત્મા પિતાનો ધર્મ સમજીને આપણ પ્રાણી માત્રનું પાલણ પોષણ કરે છે—

૨ આત્માનો ધર્મ—साक्षी भूतोऽन्तरात्मा.

श्रेयसासुखदुःखाभ्य कर्म मिश्र शुभाशुभैः ॥ ( યાજ્ઞવલ્કય. પ્ર. ૪–૭૧ ) શ્રેય ( હિતપ્રાપ્તિ ) કલ્યાણ–સુખ દુઃખ અને શુભઅશુભ કર્મને વિષે આત્માને કેવી રીતે રહેવું. उपद्रष्टानुमंताच્ચ જોનાર. અનુમોદન ( સંમતિ ) આપનાર વિગેરેમાં દ્રઢ રહેવું એ આત્માનો ધર્મ છે. જેનો આત્મા વિવેકી

---

૧ સજા કરે છે. ૨ કુટેવનો મહાવરો. અથવા અજ્ઞાનમાં એક લક્ષ્યપણું. ૩ ઉપગાર. ૪ જાળ.

બનિને સાવધાન રહે છે તે આત્મા પોતાના ધર્મને ( પ-રમાત્માનિ સાથે ઐક્યપણુ ) સાધિને સદાએ અખંડાનંદમાં બ્રહ્માનંદમાં ) મગ્ન રહિને પરંપદનિ પ્રાપ્તિ કરીલ્યે છે એમ કરવું એજ આત્માનો ધર્મ છે કેમકે—

**आत्मैवह्यात्मनो बंधु आत्मैव रिपुरात्मनः ।**

( ગીતા. અ. ૬–૫ )

આત્મા ( વિવેકી હોય તો ) તે આત્માનો બંધુ ( હિ-તેચ્છુ ) છે અને જો આત્મા ( અવિવેકી હોય તો ) તે આત્માનો શત્રુ ( નાશ કરનારો ) છે માટે આત્માને વિવે-કી જ્ઞાનવાન રહેવું. તે એનો આત્માનો ધર્મ છે દેહોને વિષે સ્થીત રહેલો છતાં પણ નિર્લેપ રહે. पद्म पत्र मिवां भसी પાણીમાં જેમ કમળ રહે છે પણ પાણીનો સ્પર્શ થવા દેતું નથી તેવિજ રીતે દેહાદીકના કોઈ વિકારો આત્માને બાધ ન કરે તેમ રહેવું તે આત્માનો ધર્મ છે.

વર્તમાન સમયમાં આપણો આત્મા કયા સુખ અને આનંદને વિચારે છે તેમ કેટલો પરાધિન ( ઈંદ્રીયાદી દેહના વિષય વિકારાદીક ) માં છે અને વિશ્રાંતિ સ્વપનામાં પણ છે કે નહિ તેનો વિચાર કરી લેવો જોઈએ–૩ ઈંદ્રીયોનો ધર્મ.

સત્ય બોલવું. હિતાર્થનું સાંભળવું. ચંદન પુષ્પાદી સુગંધ

સુંઘવિ છીકવું નેત્રવડે સારાસારના વિવેકથી સમ દ્રષ્ટીયે જોવું. ગળ્યું મોળું ખારૂં તિખું જીભથી સમજવું હાથવડે લેવું દેવું. પીકવડે ઘસવું. ચાલવું. મળમુત્રનો ત્યાગ કરવો ઈત્યાદી કરવું એ ઈંદ્રિયનો વ્યાપાર ( ધર્મ ) છે. આપણ તેથી પણ કેટલા ઉલટા વર્તનના છેયે બોલતાંજ ક્યાં આવડે છે. અસત્ય ( જુઠું ) કઠોર ભયંકર બીભસ્સ ( નઠારૂ મા બેન દીકરી વહુ ભાણેજ કે સ્ત્રિયો બાપ ભાઇ પુત્ર વિગેરેના સાંભળતાં ભુંડું બોલતાં શરમ નથી આવતિ ) મ્હારા ગુરૂદેવનું અનુમોદન છેકે પ્રથમ વાણી સુધારો. વાણી ભરાવે પાણી કે વાણી ભરે પાણી ( ન બોલતાં આવડે તો પાણી ભરવા પણ કોઇ ન રાખે અને જો સભ્યતાનું બોલતાં આવડે તો અનેક જણ પાણી લાવિને પાય ) **वशीकरणकि कोमलवाणी.** મળ વિકાર વિના જે હિતૈષી વાણી છે એજ સર્વને વશ કરી લ્યે છે. આજે આપણ તેનો ઘણોજ દુર્ઉપીયોગ કરી રહ્યા છેએ.

**सुलभाः पुरुषा राजन् सततं प्रीयवादीनः ।**
**अप्रियस्यच पथ्यस्य वक्ताश्रोताच दुर्लभः** ( निति )

હે રાજન્ ( પારકાનું ભલે ભુંડું થૈ જાઓ પણ આપણે તો ) હમ્મેશાં મિઠુંજ બોલવું તેવાતો સેહેલાઇથી ઘણા પુરૂષો મળી આવે છે પણ કઠોર—ન ગમે તેવું પરંતુ જેનામાં હિત સમાયલું હોય તેવું બોલનાર અને સાંભળનાર તો ભાગ્યેજ મળે છે.

प्रिय वाणी जे सुनहि जे कहहीं ।
ऐसे जग [1]निकाय नरं अहहीं ॥
बचन परम हित सुनत कठोरे ।
कहहिं सुनहि ते नर प्रभुथोरे ॥

અર્થ ઉપર પ્રમાણે છે. એટલે આપણને તો હજુ પુરૂં બોલતાંએ નથી આવડતું કે સાંભળતાંએ નથી શીખ્યા.

प्रश्न—मूकोस्तिकोवा बधिरश्चकोवा—

પ્રશ્ન—મુંગો ( બોબડો ) કોણ છે અને બહેરો કોણ છે.

उत्तर—युक्तं नवक्तुं समये समर्थः—

સમય પ્રમાણે શુદ્ધ સરળ સત્યતાથી વિવેકવાળું હિતકારક જેને બોલતાં નથી આવડતું તે તો મુંગો છે ( અને તેવું બોલતાં જેને આવડે છે તે તો વાક્પતિ સરસ્વતિથી પણ વધિને છે અથવા તેને મુનિ પણ કહિ શકાય.)

तथ्यं सुपथ्यं नश्रृणोति वाक्यम्—

સારૂં હિતકારી કલ્યાણ સુખ અને લાભનું સંભળાવતાં છતાં એ જે તેવા શુભ વાક્યોને સાંભળવાનીએ આળસ કરે છે. સાંભળ્યાં છતાં એ કાનતળે કાઢી નાખે છે

---

૧ ઘણાએ.

તેજ બહેરો છે. બીજું સાંભળ્યું તે ન સાંભળ્યા જેવું છે. નિંદાજ સાંભળવિ અને નિંદાજ કેહેવિ એ તો આપણો ઇજારો લીધેલો ધંધોજ લે બેઠા છૈયે પણ ભાઈયોરે જરા વિચારીતો જુઓ કે—

राम नाम विनुगिरान सोहा ।
देखु विचारी त्यागि मदमोहा ॥

રામનામ વિનાનિતો વાણીએ ન શોભે. મદમોહને છોડીને વિચારી દેખીશું તો સમજાશે.

दोहा--किमुख पटदीन्हे रहे यथा अर्थ भाषन्त ।
तुलसी या संसारमे सो विचारयुत संत ॥
सरल वर्ण भाषा सरल सरल अर्थ मयबानि ।
तुलसी सरले संत जनताहि परीपहि चानि ॥

સારૂં બોલતાં ન આવડે તો કાંતો મોઢે પાટો બાંધી રાખવો અર્થાત ન બોલવું કાં પછી કામ જેટલુંજ બોલવું. નકામો લવારો ન કરવો. આ સંસારમાં એવું સમજે તેજ વિચારવાળો સંત ( સજ્જન ) છે. બોલવું સિધું ( પાંશરૂં ) સૌને સમજમાં આવે તેવું સરળ અને લાભનું અર્થવાળું જેને બોલતાં આવડે તે સરળ ( ઉત્તમ ) વર્ણ છે.

यदा यदा मुञ्चति वाक्यवाणं ।
तदा तदा जाति कुल प्रमाणम् ॥

જ્યારે જ્યારે માણુસ બોલે છે ત્યારે ત્યારે એનિ જાત વર્ણ કુલનિ સમજણુ પડી આવે છે. ચહાય પછી તે ઉત્તમ હોય કે ભલે નિચ હોય પણુ ઉત્તમ વર્ણનું બોલવું વિવેકવાળું હોય અને હલકી નીચ વર્ણનું બોલવું દેવના મર્યાદાથી ઉલટુ આસુરી ભાષણુ હોય તેથી સમજ ઉત્તમ અને નિચની સમજી લેવી. જેને આવી ઓળખાણુ પડી હોય તેનું નામ સંત ( સજ્જન ) સમજવું. તેવું શુભ સરળ આપણે બોલતાં શીખવું જોઇએ. કોઇનો ઝઘડો ફીશાદ સાંભળવામાં કુશળ ન થવું જોઇએ. આપણે તો સુગંધી સુંઘવિ મુકીને છીંકણી ( નાશકા ) નો કચરો ભરીને માથાના પવિત્ર વિ-કાશવાળા તંતુઓને નિર્બળ કરતા જૈયે છૈયે. તેને મર્યાદાની વસ્તુ હોય તેમ વાપરીયે છૈયે. નેત્રવડે શું ઉપીયોગ કરવો તેનો વિચાર કર્યો વિના વિષય વિકારોર્થોજ કે ઈર્ષા દ્વેષ-નિ ઝેહેર વેરની દ્રષ્ટિએ જોવું શીખ્યા છૈયે. તેને છાડીને સવળો ઉપયોગ કરવો ઘટે છે. જીભના સ્વાદમાં તો ન વ-ર્ણન કરવુ જ ઠીક છે. જીભને જેણે વશ નથી કરી તો તેણે કાંઇ નથી કર્યું. જેણે જીવ્હા અને ઉપસ્થ ( શિશ્ન ) એ બે ઈંદ્રીયોને વશ નથી કરી તેણે કશું વશ પણુ નથી કર્યું અને કશા ઇંદ્રીયોના વેભવો ત્યાગ પણ નથી કર્યા મનમે વાંછના રાખીને જે ઉપર ઉપરથી ત્યાગ કર્યો હોય તો તે ઇંદ્રીય નિગ્રહનો ત્યાગ નથી પણ ઢોંગ છે.

**कर्मेंद्रियाणी संयम्य प्रयास्ते मनसा स्मरंन् ।**
**ईंद्रियार्थान्विमूढात्मा मिथ्याचार सउच्यते ॥**

( ગીતા અ. ૩-૬ )

ઇંદ્રીયોના વ્યાપારને ( સ્વાભાવિક ઈશ્વર પ્રેરીત કર્મને ) રોકીને ઇંદ્રીયોના વિષયનું જે મહા મૂઢ પુરૂષ હોય તે મનથી તો સ્મરણ--ઇચ્છા કરતો રહે છે અને ઉપરથી ત્યાગ બતાવે છે તે ઢોંગી કહેવાય છે. આપણુ વર્તમાન સમયમાં સંસારીયોના કરતાં એ વિરકતોને ઇંદ્રીયાધિન કેવિ સ્થિતિમાં જોઈયે છૈયે ઇંદ્રીયોનો નિગ્રહ કરવા જેણે પરમાત્માની આજ્ઞાનો ભંગ કરી સંસાર ત્યાગ કર્યો જણાવે છે જે આજે આપણા વહાણવટીયા ( સંસાર સાગરનું નાવ ચલાવનારા ) ગણાયે છૈયે તેઓ ઇંદ્રીયોનો ત્યાગ કેવો કરી રહ્યા છે.

## ( गजल ) ६.

### ટેક. બતાવો ત્યાગ તે શાનો.

તજ્યો સંસારને કહોછો, સજોછો વૈભવો સારા;
કરોછો આશતો પરનિ. બતાવો. ૧

તજી ઘરબારને નાઠા, બનાવ્યાં મંદીરો સારાં;
વસોછો વાસતો મઠમાં. બતાવો. ૨

તજી છે ન્યાતને જાતો, જમાતો ને જમાવિ છે;
કરો વ્હેવારની વૃદ્ધિ. બતાવો. ૩

મુકોછો પુત્રને છેટા, જણ્યા વણ કાં કરો બેટા;
મુંડાછો ચેલીને ચેલા. બતાવો. ૪

જણેતાના તજી જાયા,[1] વળી કીધા ગુરૂભાઈ;
ફેરાવિ નામની રૂઢી. બતાવો. ૫

મુકી છે માતને રડતી, કહોછો માઈ કે કોને;
તજી નારી કરો યારી.[2] બતાવો. ૬

ભર્યો છે કામને ક્રોધો, પરાઇ પુંજીને શોધો;
તીલકની તાણને તાણી. બતાવો. ૭

જટાનો જોગ તો જોયો, સુગંધિ તેલમાં મ્હોયો;
વગોવ્યો વેશ સાધુનો. બતાવો. ૮

ખરેખર ખાખથી ખાખી, મુકી ના મોજમાં બાકી;
તજી ના ચોરી કે જારી.[3] બતાવો. ૯

દુકાનો છે દવાનીને, કરોછો કીમીયા જાદુ;
ચમત્કારી જડીબુટ્ટી. બતાવો. ૧૦

ઘોડને ગાડીઓ હાથી, નીશાનો વાગતા ડંકા;
ઉંટો ને ગાયનાં ટોળાં. બતાવો. ૧૧

૧ માનાજણ્યા ભાઇ. ૨ વ્યભીચારકે છીનાળું.

ચઢોછો પાલખી મેના, ઉડે છે ચંમરો માથે;
નથી એ રાજધાનિમાં. બતાવો. ૧૨
પલંગે પોઢતા સુખે, મુખે તો પાનનાં બીડાં;
તળાસે પાય તો નારી. બતાવો. ૧૩
ચહોછો દામ ને ધામો, વસોછો ગામના ગામો;
તજી ના વસ્તિ તો કોઇએ. બતાવો. ૧૪
તીખાં ને તંમતમાં ભાવે, મશાલા સ્વાદના ચઢતા;
મલીદા માલના ઘુંટો. બતાવો. ૧૫
નથી છોડી અનિતિને, ભજ્યા ના પ્રાણ પ્યારાને;
હજારો વાસના વળગી. બતાવો. ૧૬
કહું ના દ્વેષથી ભાઈ; બૂરૂ ના માનશો કોઇ;
[1]અનુભવ છે નારાયણને. બતાવો. ૧૭

વિ. સં. ૧૯૭૪ પૈ. શુ. ૧

---

[1] મે જાતે કેટલે ઠેકાણે જોયું છે તેમ સાંભળ્યું છે હું જ્યાં જ્યાં ફર્યો છું ત્યાં ત્યાં ત્યાગીયોની હદ વિનાનિ એ શરમી વાતોને જોઇ શક્યો છું તેથી વર્તમાન સમયમાં ત્યાગ ધારણ કરવો હું ઠીક માનતો નથી તેમ જે જે સંજ્જન ત્યાગીયોનો મને સત્સમાગમ થયો છે તેઓનું પણ તેમજ કહેવું છે કે અમોએ તો જૈસા તૈસા કાલ નિર્ગમન કરદીયા હૈ ઔર અબ ત્યાગકા સમા નહિ રહા હૈ. અસ્તમે રહેનેસેં અનેક ઉપાધિયાં માયાકી લગ જાતિ હૈ ઔર

બીના બસ્તી ચલતા નહિ. ઉદર ભરણ તો ચેયે. કરછુ જંગલમે અબ ફલ નહિ મીલતે. ફીર સંસારીકા ટુકડા ખાય કે ભજન નહિ સુઝતા ઇસ લીયે ત્યાગ ઠીક નહિ હે. તે શીવાય મ્હારો એ અનુભવ છે કે મ્હારા પીતા સ્વર્ગસ્થ થયા તે વખતે હું ત્રણ વર્ષનો ને મ્હારી બેન મથુરા આઠ મહિનાનિ હતિ. મ્હારા પીતાનુ દ્રવ્ય બે હજારને આશરે હતું તેતો મ્હારી માયે અમારા બન્નેના લગ્ન અને ઉપવિતના ખર્ચ માટે પ્રાણ કરતાં એ વધારે પ્રીય ગણીને ન હોય તેમ રહેવા દઇને મહેનત દળવું ખાંડવું કરીને અમારૂં પોષણ ચલાવ્યું હતું.મને ઊપવિત સંસ્કાર કાર્યો તે પહેલાં પાંચ વર્ષથિ મ્હારા મામો અને વડીઆઇ (ધરીબા) બન્ને જણ આવિને ભેગાંજ રહ્યાં ત્યારથીજ મ્હારા ઘરનું ખાવા માંડયું. તે પછી મ્હારા મામાનું લગ્નનું ખર્ચ આવ્યું તે વખતે મ્હારી બાને પટાવિ ફોસલાવિને આશા આપીને કે આટલી મ્હારી આબરૂ તું નહિ રાખી આપું તો પછી તું બેન તે શા કામની અને હું ત્હારો ગુણ ચોર નહિ થવાનો કમાઇ લાવિને ત્હને ત્હારાં છોકરાંના ખર્ચ કરવા વખતે તો પાછા આપી દશ. મ્હારી મા એવિ તો ભોળી કે તે કપટનુ નામ ન સમજે તોય આપતિ વખતે તો કહ્યું કે આટલોજ મ્હારે આધાર છે પેટે આંટા દઇને છોરાંને માટે સાચવી રાખ્યું છે તે હું તો નહિ આપું તેવું સાંભળીને તે મા દીકરો બન્ને જણ જુનાં બૈરા સડેલા વિચારથી જાણે કંકાસ માંડે તેવો ધાધુનો દાબ દઇને લીધેજ છુટકો કર્યો દાગીના વેચાને લગ્નનું ખર્ચ કર્યું તેમની ફોઇની મરણ ક્રીયા ( ન્યાતી જમણ ) પણ કર્યું તે પછી પાડોશીના ચાર રૂપીયા ઉછીના લઇને પરદેશ કમાવા ગયા. ત્યાં કમાવાનો ધંધો આળસુને શું મળે રખડીને આઠ મહિને ત્યાગી મહાત્માનો ડોળ કરીજાણે સીદ્ધ હોય તેમ બની ઠંઠણ ગોપાલ ઘેરે પધાર્યા.

થીના ચાર આલવા લાવ્યા હોત તો તેતો મ્હારી માને ધંટી વિ ઓછી પડતિ. તે પહેલાં મુંબાઇ કમાવા ગયા હતા તે અઢી ત્રણ રૂપીયા પુરેપુરા લવ્યા. રાજાનું અનુષ્ઠાન ચલાવ્યું તેમાં મરણ પામી તેનો મરણુ ક્રીયાનો ખર્ચ પુર્વ વત્ દાબ દઇને . મ્હારી મા પાસેં પોણા બસેં રૂપીયા રહ્યા તેનું બાકીદી તું ન્યાતી જમણુ બે વખત કરીને રૂપીયા પુરા કર્યા. હવે તો ખા થયારસ્તો – **મારી મુઈગ્રહ સંપત્તિ નાશી–મુંડમુંડાઈ સંન્યાસી.** પણું આતો બ્રહ્મચારી થયા.

અને નર્મદા કીનારે કરનાળી ક્ષેત્રમાં જેને રહ્યા તેમનાં માતુશ્રી સુઃ ભિક્ષા માગી લાવિને ભોજન તૈયાર કરીને તેમને નિદ્રાદેવિ ગુફામાં બોલાવવો જાય એટલે તેમનું પુછવું થાય કે જો સ્વાદ બનાવ્યું હોય તો આવું છું નહિ તો તું તારે જા અને ગમે ત્યાંથી માજી માંગી લાવિને તેનું બનાવિ આપે અને તેમાં જો જરા ઓછું વધારે થયું હોય તો. ગુસ્સે આવું કોણ ખાય. ! કેટલો એક સમય વિતો અમારી ગરીબી હાલત જોઇને ગુરૂ રાજે આજ્ઞા કરી કે ના સોનરામ ભાઈ તમ્હારાં બોન ભાણેજ માના રૂણમાંથી છુટી. તેમને ખુશી કરીને આવો તો તમ્હારે પહેલી ઇચ્છા હોય તે હું તમને આપું પણ મ્હારૂં વચન માનિને ! ખુશી કરીને આવો. તે તો કોણુ સાંભળે છે. હું તો હવે હાથ ! નથી. શું તેમને વાસ્તે હું કાંઇ ભીખ માંગવા જાઉં મ્હારી તમાં ખામી ન આવે કે. ત પછી કેટલાએક દીવસ તો અમારૂં પોષણ વે ચલાવ્યું મને સમજણ આવિ એટલે નીકળી પડયો. મ્હારી ! એવો કષ્ટનો સમય આવ્યો કે ફક્ત ઘરમાં એક ટંકનુંજ

અનાજ રહ્યું તે શીવાય કાંઇ આધાર ન મળે. ઓચિંતું ચોત્રીશ રૂપીયાનું મણીઓડર દીનબંધુના દરબારમાંથી આવ્યું, તે પછી મ્હારી માએ મ્હારા મામાને ત્યાં ઉઘરાણી કરી કે ભાઇ હવે તો મ્હારે ખપ છે માટે લાવો મ્હારા મામાના બોલાતાં પહેલાં તો તેમનાં બનાવેલાં ચેલાં (સેવકો) જાણે કુતરાં લવી ઉઠે તેમ બોલી ઉઠયાં તેતો ત્યાગી છે. તેમને દેણાં લેણાં શાના હોય તમોને આટલા દીવસ ખબર ન્હતુ તે નહિ કે–મ્હારી માએ કહ્યું કે હું તમને નથી પુછતિ જેને આપ્યું છે તેને આપવુંજ પડશે અને જો તમને તમ્હારા ગુરૂનું ખોટું લાગતું હોય તો રૂપીયા મ્હારા ચુકાવિ દ્યો એટલે ગુરૂ બોલ્યા મ્હારી પાસે દેખો તો લૈ લ્યો. કોણ કોને આપે છે અને કોણ કોને દે છે તું ક્યાંથી કમાઇને લાવિ હોત. જાઓ જાઓ એવું સાંભળીને આશા છોડી દરી મેં પણ તપાસી જોયું તો તેનો વિચિત્ર જવાબ મળ્યો જા હવે રૂપીયા નથી આપવા. વાહવાહ ધન્ય છે આવા ત્યાગીયોને આનું નામ તે બ્રહ્મજ્ઞાન કે ત્યાગ કે પછી **असमर्थो भवेत्सो**. મહેનત કરીને પેટ ભરવાનિએ જેને આળસ હોય છે તેવા તે અનેક જણોના લેવાં દેવાં ખોટાં કરીને હાલમાં ત્યાગી સાધુનો આડંબર ધારણ કરે છે. વધારે અપસોસ તો એ છે કે મ્હારા ગુરૂના શિષ્ય તો આવા ન હોવા જોઇએ. ગુરૂમહારાજે આવો ત્યાગ કરવાનું કે કોઇને ત્યાગનો ઉપદેશ પણ દીધો હોય તો તેને સબુત કરવાનિ હું પ્રતિજ્ઞા કરૂંછું. આવા મનુષ્ય ઋણ તથા જીભના સ્વાદો કરવા કે મોજ મજા દેખીને તથા દેખાદેખી ગુરૂના સામી બરોબરી કરતા દેખીને ગુરૂ મહારાજે અલગ કર્યાં કે મને મોંહૃ નહિ બતાવશો તેવા તે આજે ગુરૂના નામથી ગુરૂ પદ ધારી બેઠા છે. હજુ તો ઝીણી વાતો ઘણી છે તેને લોકો શું સમજી શકે.

આ અનુભવથી સૌને ચેતવણી આપું છું કે જો જો આવા કપટી અને ઢોંગી ત્યાંગીયોથી છેતરાઇ જતા નહિ. આવા આળસુઓ માબાપ કે ભાઇ બેન ભાણેજ નાંખોટાં કરીને આવ્યા હોય તે જગતનું શું કલ્યાણ કરે. જ્યાં જોઇયે ત્યાં આવાજ હાલ વર્તમાન સમયમાં થૈ રહ્યા છે તેવા તેજ વનિતા ( વિધવા ) વિશ્રાંતિના સ્થાનો બને છે.

કોઈ નાહા રાંડોને રોવે, કોઇને ન મળી નારી;
કોઇ કરજે કોઇ સ્વાદે નાઠા, કેમ રીઝે ગીરધારી.

માટે સમજુ સજ્જનો ખુબ લાંબા વિચારોથી વિચારીને વર્તજો—

**सत्कार मान पुजार्थं दंडःकाशाय धारणम् ।**
**ससंन्यासी नवक्तव्य संन्यासी ज्ञान तत्परः**

( અવધુત ગીતા )

સત્કાર માન અને પુજાવાનો આશા માટે દંડ. કમંડળ. અને ભગવા ધારણ કરવાથી તે સંન્યાસી ( ત્યાગી ) ન કહેવાય. સંન્યાસી તો ( ભલે સંસારી હોય પણ ) જ્ઞાનમાં તત્પર હોય તેને સમજવો. અર્થાત ઇંદ્રીયોના નિગ્રહ ત્યાગ ને માટે આવો વેશ કે ડોળ ધારણ કરવા નિ જરૂર નથી પણ સંસારમાં ( ઘર બાર સ્રિ પુત્ર યુક્ત ) રહિ અનિતિનો ત્યાગ કરી જો ઇંદ્રીયોના નીગ્રહ. ( યુક્ત. જ્યાં જેના ઘટીત ઉપયોગ કરવો પડે ત્યાં તે ઇંદ્રીયોનો તે પ્રમાણે ઉપયોગ કરી તેનો સારાંશ ખોળી કાઢીયે ) તો સંસારમા રહ્યા છતાં એ કરી શકીયે છૈયે.

તો પછી જેને ઘણા મહાત્મા પુરૂષો ધિક્કાર આપે છે તેવા ઉપર ચોટીયા ત્યાગને આવા સમયમાં ન પળી શકે તો તેને કેમ ધારણ કરવો.

नह्य संन्यस्थ संकल्पो योगी भवतिकश्चनः ॥

( ગી. અ. ૬. ૨ )

( જે જે વસ્તુને ભોગવવા ના કે આરંભ કરવાના ) ઉઠતા સંકલ્પોનો ત્યાગ કર્યો વિના કોઈ પણ મનુષ્યયોગી ( ઈંદ્રીયોને વશ કર્યાં વિના ) થઈ શકતો નથી. તેમ તેવો આ સમય પણ નથી.

दोहा—विरले विरले पाईये माया त्यागी संत ।
तुलसी कामि कुटिल कलिकेकी काक अनंत ॥
निष्कींचन ईंद्रिय दमन रमण रामइकतार ।
तुलसी अैसे संत जन विरले या संसार ॥

વિરલાજ કોઈક ( હજારોમાં એકાદ ) માયા ( પ્રપચ કપટ દંભ, કામ વિગેરે )ના ત્યાગ કરનારા તો હોય છે— પણ કુટીલ કલીયુગમાં તો કામી (સ્ત્રી અને ધનની ઇચ્છા. વાળા ) ઉપરથી તો મોરના જેવા રૂપાળા ઠાઠ પાઠથી સાધુ જેવા અને મનની વૃત્તિયો તો કાગડાના જેવિ ચંચળ વિષ્ટા ચુંથવાનાજ ધ્યાનમાં રહેનારા અનંત (ઘણાયે) છે—

પણ લોભ વિનાના વિકારોથી રહીત અને ઇંદ્રીયોનું દમન (વિષયોમાંથી રોકાણ કરીને એકતાર ધ્યાન લગાવિને રામ—પરમાત્માની સાથે રમણ કરનારા સંતતો આ સંસારમાં વિરલાજ ક્યાંક હોય છે તેવા પરોપકારી ત્યાગી મહાત્માઓ હોય છે તેઓ તો કોઇના કળ્યામાંએ નથી આવતા વિચિત્ર સ્થીતીમાં રહે છે (હું ઇંદ્રીયોના ધર્મનો વિષય છોડીને ચાલ્યો છું. પણ જેટલું ચાલ્યા એટલું તો ઓછું પડયું હવે તો આ વિષય પુરો કરીને બીજી તરફ ધ્યાન દેવુંછે.)

दोहा--सांजन जगमे जहाजहै जांके रागनरोष ।
तुलसी त्रश्ना त्यागी कै गहेउ शील संतोष ॥

જેણે ક્રોધ, રીશ અને માયાની પ્રીતિનો તથા અનેક કામના વાળી ત્રષ્ણાનો (અને અનિતીનો) ત્યાગ કરીને શીલ (ઇંદ્રીયોનો યોગ્ય રીતે ઉપયોગ કરીને વશ કરી હોય) તથા (શાંતિ) સંતોષ (ધન, સ્ત્રિ પુત્રાદીમાં) જેણે કર્યો હોય તેવા સજ્જનો આ સંસાર સાગરમાં તારવાનું જાહાજ (વહાણ) છે. તેવા મહાત્માઓ પરમાર્થના કામો વાસ્તે જન્મ ધારણ કરેછે તેવાતે તો ગમેતે સ્થિતિમાં સંસારી) કે સંસારથી નિરાળા) હોય પણ કોઇના ઉપર ભારરૂપ હોતા નથી જેણે વિકારો વાળી વૃત્તિનો અને અનિતિનો ત્યાગ કર્યો હોયતો તેને સંસારમાં રહેવું શું ખોટુ

છે અને સંસારમાં ખોટું છે એમ લાગે તો સંસારને છોડી દેને વનમાં વસીયે. પણ જેના ઉપર અરૂચિથૈગઇ- ઓકી કાઢયું. તેને પાછું કેમ ખવાય તેનેતો કુતરાની જાત હોય તે તો ખાય પણ બીજુંતો કોઇએ અડકે પણ નહિ. જયાર સુધિ વિકારો; (વિષયો)માં સંતોષ ન કરી શકીયે (ઘરડાથયા) તોય ત્યાગ કર્યો ન ગણાય. અને નિતિનો સંસારી જુવાન હોય તોય તે ત્યાગી ગણી શકાય.

## ( ગજલ ) ૭.

## ટેક. બુરો સંસાર છે શાથી.

સજો સંસારને સારો, નિતિને સત્યમાં યારો;
ગુજારો જીંદગાની તો. બુરો. ૧

કરી ના નીચની યારી, સદાએ સંગ સારાનો;
તજી છે ટેવ ખોટી તો. બુરો. ૨

કર્યો ઉદ્યોગ ઇન્સાફી, દગો ના કોઇને દીધો;
કીધિ ના આશ કોનિ તો. બુરો. ૩

દુખીના દુઃખને કાપી, ભુખ્યાને ભોજનો આપી;
ધરિ છે રેહેમને મે તો. બુરો. ૪

કહ્યું માબાપનું માની, પુરી છે આશ અંતર્નિં;
અહા એ ફર્જ કીધિ તો. બુરો. ૫

કરી ના ચોરી કે જારી, પોતાની પ્રેમદા પ્યારી;
વિકારી વાત છોડી તો. બુરો. ૬

કરી ઉપગારના કામો, બનાવિ ધર્મશાળાઓ;
સદાએ દાન દીધાં તો. બુરો. ૭

મળે તેમાં ન ભાવિને, કીધો સંતોષ જો સારો;
ધરિ છે નંમ્રતાને તો. બુરો. ૮

ગુરૂના જ્ઞાનની ધારા, પીધી છે પ્રેમથી પ્યારા;
શમ્યા જો તાપ તારા તો. બુરો ૯

ગુરૂના ચર્ણમાં માથું, નમાવિ બોધને સૂણ્યો;
જપાયો મંત્ર જીભેં તો. બુરો. ૧૦

નજર ના તુરથી દેખી, પ્રભૂની મૂરતિ પ્યારી;
તજી કુદૃષ્ટિને મેં તો. બુરો. ૧૧

ભલું ભાવે ચહિ સહુનું, રીઝાવ્યા દીન બંધુને;
લગાવિ લેહ લસી તો બુરો. ૧૨

ગરીબો ના સતાવ્યાને, નીતિનિ ચાહથી પાળી;
નારાયણ જ્ઞાન જો છે તો. બુરો. ૧૩

વિ. સં. ૧૯૭૪ માઘ. શુ. ૫



ધર્મનિતિ અને તત્વજ્ઞાન ધારીને જો સંસારમાં રહેતો તેને સંસારના સાર નિ સમજણ પડે છે. પણ જડ વ્યવહારોમાં ફસાઈ રહિને સંસારમાં રહેવું અને ઢોંગી ત્યાગ ધરવો એ બે તો એકજ સરખાં છે. એવો નિયમ નથી કે ત્યાગમાં લાભ છે કે સંસારમાં લાભ છે તેમજ સંસારનો ત્યાગ કરવામાં નુકસાન છે કે ત્યાગવૃત્તિથી સંસારમાં રહેવાથી નુકસાન છે એમ કાંઈ નથી. જે કાંઈ છે તે ઇંદ્રીયોનો ધર્મ (નીયમો) પાળીને રહેવામાં છે ઇંદ્રીયોના નિયમોને છોડી દઇને આડે રસ્તે વર્તે છે તેને કોઈ ધર્મ ધાર્યાનું ફળ નથી મળતું.

वेदास्त्यागश्च यज्ञाश्च नियमाश्च तपांसिच ।
नविप्रदुष्ट भावस्य सिद्धिं गच्छंति कर्हिचित् ॥

(મનુ. અ. ૨-૯) વેદાધ્યયન, દાન, યજ્ઞ, નિયમો અને તપ એ સર્વેય જેનો સ્વભાવજ દુષ્ટ હોય (અર્થાત ઇંદ્રીયાધિન હોય) તેને કદી પણ કોઈ ધર્મ આચરવાનું ફળ, સિદ્ધી, મોક્ષ, સદ્ગતિ મળી શકતું નથી---અર્થાત ઇંદ્રીયોનો યોગ્ય રીતે નિયમસર ઉપયોગ કરીને વશ રાખવિ, એ ઇંદ્રીયોનો સ્વભાવ છે કે પાણીની પેઠે નીચાણ તરફ વળી જાય છે વાસ્તે રોકીને પરમેશ્વરના ઉંચા માર્ગ તરફ જોડી દેવિ એ ઇંદ્રીયોના ધર્મ છે.

## પ્રકરણ ૬.

—:○:—

### ( બુદ્ધિના ધર્મમાં ભેદ પડયો છે )

(૪) **મનનો ધર્મ**—હરેક વસ્તુ કે વાતનું વિચારણ
કરવું. એ મનનો વેપાર છે. આ સર્વ જગત
જ સુખ દુઃખને સમજી શકે છે. માટે જેણે મ
કર્યું છે તો સર્વ સાધ્યું છે. જેણે મનને ઙ
તેણેજ જગત જીત્યું છે.

दोहा—मनदोया कहि औरहिं तन साधोको संग
कहे कबिर कोरी गजी कैसे लागे रंग ॥
मनके हारे हारहें मनके जीते जीत ।
मन मीलावे रामकुं मनहि करे फजीत ॥

મન તો ક્યાંય ભટકતું હોય અને સત્સંગ
તો કોરી ગજીયાણી ઉપર રંગ શી રીતે ચઢે
માર ખવરાવે અને મનજ લાભ મેળવે. મા
વશ જો આપણુ કરીશું તો સુખ સમજાશે.

निज सुख बिनु मनहोहिकीथीरा ।

પોતાના આત્મ સુખ વિના મન કાંઇ થીર થતુ નથી. તેવું આપણુ નથી કરી શકયા તે કરવું જોઇએજ.

૫ ) **બુદ્ધિનો ધર્મ**—બુદ્ધિ સર્વનો નિશ્ચય કરે છે. બુદ્ધિ ધૈર્યને ધારણ કરે છે જ્ઞાનને ધરાવે છે. બોલે છે સમજે છે. મન અને બુદ્ધિનેજ આધારે આ સર્વ જગતનો તંત્ર ચાલી રહ્યો છે. વાસ્તે પુરેપુરૂં ધ્યાન બુદ્ધિ ( અક્કલ ) ના વિષયમાં તો દેવુંજ પડે તેમ છે અને હરેક ધર્મના અંગોમાં વિચારવાનું છે. બુદ્ધિનો તો વર્તમાન સમયમાં તો ઘણોજ ટોટો પડી ગયો છે.

**પ્રશ્ન.** જુના લોકોનાં કરતાં તો હાલમાં આપણામાં બુદ્ધિ ઘણીજ વધારે છે.

**ઉત્તર.** ઘરડાંઓના કરતાં તો બુદ્ધિ ઘણીજ ઓછી છે. ઘરડાંઓ તો સાદા પોષાગો પેહેરતાં હતાં આપણ તો નવાં નવા રંગ બેરંગી અને ચમકદાર સારાં ઝીણાં વાપરીયે છીયે. નગ્ન દેખાઇયે તેનિ શોભા સમજીયે છીયે.

**પ્રશ્ન.** આતો સમજવું હમણાં ગાંધિના ઉપદેશથી થયું છે.

**ઉત્તર** પ્રથમ ન હતું તેવું ન સમજશો એના તો ઘણા પુરાવા છે.

**निच प्रहापटस्थुलं यथा सम्पन्नभोजनम्.**

( નિતિ ) નેચું ( નાનું સરખું ( ઘર રાખી તેમાં સમાવેશ કરવો.. અને જાડાં ટકાઉ ઓછી કીંમતના વસ્ત્ર પેહેરવાં. ( ટાઢ વાય તો પેહેરવાં અને ઓઢવાં પણ ઉકળાટ થતો હોય તો શી જરૂર છે ) અને સંપતિના પ્રમાણમાં ભોજન કરવું ( શાક રોટલાથી જેવું પેટ ભરાય છે અને સંતોષ વળે છે તેવું તો કશા પકવાનોથી પેટ ભરાતું નથી તેમ સંતોષ વળતો નથી ) વર્તમાન સમયમાં જો આપણામાં બુદ્ધિ છે એમ સમજીયે તો રૂપીયાનિ કમાણીમાં દશ રૂપીયાના ખર્ચ ન કરીયે તેમ ન પોષાય તેવા લોક રૂઢીના નકામા લાભ વિનાના કર્મ કરીને ખર્ચાઓ કરતાં અટકીયે. પણ બુદ્ધિના ટોટા પડવાથી આપણને કશી સમજણ પડતીજ નથી.

**प्रश्न** આગળનાં ઘરડાં કેમ કરતાં હતાં.

**उत्तर** ઘરડાં જે ખર્ચાઓ કે કઢંગાં કામો કરતાં હતાં તેને તો આજે આપણો ખરો ફરજીયાત ધર્મ માનીને સજ્જડ વળગી રહ્યા છયે ત્યારે તે ઘરડાંઓ જે આવક અને ધર્મના કામો કરતા હતા. તેને કેમ નથી કરતા તે તરફ તો આડો પડદોજ નાખી દીધો

છે. જરાએ જો બુદ્ધિ આપણામાં હોય તો વિચાર કરી જોઇયે. કે ઘરડાં કેવાં બળવાન હતાં કે ૪૦ ૫૦ ગાઉનિ મજલ કરતે થાકની ગણીત્રી ન રાખતાં હતાં. તેમ મણ ડોઢ મણનું પોટલું ઉચકીને પગે ચાલીને જતાં હતાં. આપણ તો એવિ સ્થીતિમાં છૈયે કે જો બજાર સુધી જવાનીએ ગાડી મળે તો કોણ પગે ચાલીને જાય છે. તો પોટલું ઉચકીને જવાનિ તો શરમ ભરેલીજ વાત છે. ઘરડાંઓના વખતમાં પાંચ રૂપીયે મણ ઘી મળતું હતું. ડોઢ રૂપીયે ગોળ. બાર આને મણ ગહુ, તે પ્રમાણે દાળ ચોખા વિગેરે મળતાં હતાં, તેમ સહુએ આરામનિ સાથે ખેડુતો ખેતિ કરતા હતા પાક એવો પાકતો હતો કે ઘરમાં ન માય તેનિ શી નવાઇ શેમમાં. ખેતર ખળાંમાયે પણ ન માતો હતો. વસ્ત્રો તો રૂ આપીને વણાવિ લેતા હતા હાથેંજ કાંતિ વણી લેતા હતા. તેવા સસ્તા જમાનામાં પણ તેમની ખર્ચ કરવામાં બુદ્ધિ કેવિ વાપરતા હતા કે—

द्वौदेवे पीतृकार्येत्रि नेकैक मुभयत्रवा-
भोजयेत्सु समृद्धोऽपि न प्रसज्जेतविस्तरे

(મ. અ. ૩-૧૨૫)

અમે તેવો સુસમ્પત્તિવાળો (ધનવાન) હોય તેણે પણ

દેવ કાર્યમાં બે અને પીત્રુ કાર્યમાં ત્રણ બ્રાહ્મણ શિવાય વધારે વિસ્તાર ન કરવો અને તેટલી પણ ખર્ચ કરવાનિ શક્તિ ન હોય તો બન્ને કાર્યમાં એક એક બ્રાહ્મણ જમાડવો. પણ ઘણાને જમાડવા પ્રવૃત્ત થવું નહિ કેમકે—

सत्क्रीयां देशकालौ च शौचंब्राह्मण सम्पदः ।
पंचैतान्विस्तरो हन्ति तस्मान्नेहेत विस्तरम् ॥

( મનુ૦ અ. ૩-૧૨૬ )

વિસ્તાર કર્યાથી બ્રાહ્મણોનો સત્કાર દેશનિ તથા સમયનિ યોગ્યતા. પવિત્રતા અને સારા પવિત્ર ગુણોવાળા ( દુર્વ્યસનાદી વિનાના ) બ્રાહ્મણો મળવા અસંભવ છે તે માટે જો તેવા ન મળે તો કરેલો ખર્ચો આપણો નકામો જાય અને દેવ પીત્રુઓને તો મળે નહી ત્યારે તેવો વિસ્તાર કરીને ખર્ચો ન કરવો જોઇએ. બ્રાહ્મણ કેવા જોઇયે તેના જો બધાએ પ્રમાણો અહિ દર્શાવિયે તો ગ્રંથ લંબાણે જાય છે તે સંકોચથી નામથી સજ્જનો સમજી લેશો. બ્રાહ્મણ ભોજનમાં વધારે વિસ્તાર ન કરવો તેનું પ્રમાણ યાજ્ઞવલ્કય સ્મૃતિ-પ્રકર્ણ ૧૦ શ્લોક-૨૨૭-૨૨૮ ) ધર્મસિંધુ ત્રતિય પટલ પ્રષ્ટ ૧૫ માં પણ ઉપર પ્રમાણેજ બતાવ્યું છે—કે દેવ કાર્યમાં બે અને પીત્રુકાર્યમાં ત્રણથી વધારે વિસ્તાર ન કરવો—એવિ આપણા વડીલોની સુબુદ્ધિ હતિ તે તરફ તો

આપણુ નજર પણ કરતાજ નથી અને દાખલા તો ઘરડાંના લેઈયે છૈયે અને ચાલીયે છૈયે ત્યારે તો આપણીમ નમોજી ઉદ્દલાઈથી. તેવું કરવાથી આપણા વડીલોનું બદનામ કરીયે છૈયે ઘરડાં શું સમજીને સમયને અનુસાર કામ કરતાં હતાં તેના મર્મભેદ ભરેલી ઝીણી વાતોને સવળી સમજવાની આપણામાં સમજી શકીયે તેવી સુબુદ્ધિ ( અક્કલ ) કયાં છે. જો આપણુ દીર્ઘ બુદ્ધિવાળા હોઈયે તો વૃદ્ધ વડી લોનિ સમશ્યામાં શું આજ્ઞા છે તેને જરૂર સમજી લેને આપણી ભુલોનો સુધારો કરવાને હવે તો નજ ચુકીએ કેમકે વૃદ્ધ વડીલોનું કહેવું સમજવું અને કરવું એ જુક્તિ ભરેલું સવળું છે. અને આપણુ સમજી બેઠા છૈયે અવળું.

**દ્રષ્ટાન્ત**—( ગુરૂદેવનું કહેલું ) નર્મદાજીના કીનારા ઉપર ઝાડ તળે બેઠેલા ગુરૂશીષ્ય જ્ઞાનચર્ચા કરી રહ્યા હતા ત્યાં જળ ભરવા જવાનો માર્ગ હોવાથી ત્યાં થૈને ત્રણ સ્ત્રિયો જળભરવા જતિ હતિ તે પ્રસંગમાં ગુરૂએ શિષ્યને સંબોધન દેવામાં કહ્યું કે બચ્ચા અગલી અચ્છિ હે. પિછલી અચ્છી હે–બીચલી ટેઢી હે તેવો શબ્દ વચલી બાના કાનમાં પડયો કે તુરત ઝલકી ઉઠી અલી આ જોને આ બાવાને મસ્તિ ચઢી છે. લોકોના મફતના માલ ખાઇને મચ્યો છે તે જોને બૈરીયોને સારી માઠી જોવાને સુઝે છે તે હમણા એના બાપને

મોકલીને ખબર લેવડાવું છું. એમ બડબડતિ ઘેરે ગઈ તેના ધણીને વાત કરી કે તે સંભાળીને લીધી ડાંગ ને ચાલ્યો. આંખો લાલચોળ થૈ ગઈ અને ગાળો ભાંડતો ત્યાં આવ્યો કે જ્યાં ગુરૂ ચેલો જ્ઞાનગોષ્ટિ કરે છે. તે જેવો નજીક આવ્યો તેવો ગુરૂએ શિષ્યને સમશ્યામાં શરિર ઉપર સંબોધન કર્યો—બચ્ચા માર મારને શિષ્યે પાછું ભાળીને જોયું તો પોતાની ગાય પાસે બીજી કોઈની ગાય ઘાસ ખાતિ દેખીને મારવા ઉઠયો. એટલે ગુરૂજીએ હાથ પકડીને હેઠો બેસાડયો. અરે મુર્ખ બીચારી ગૌકો કયું મારનેકો ખડાહુઆ તેરા કયા ખાતિથી ઘાસ નહિ હોગા તો ગૌકો છોડદેંગે અપને કોંતો સબકી ગૈયાં એકસી સમઝના શિષ્યે કહ્યું કે મૈં તો આપકી આજ્ઞાસેં મારનેકોં ખડા હુઆથા ગુરૂજી બોલ્યા બચ્ચા મેરા કયા કહેનેકા હે. ઓર તેરા સમઝના કયા હુઆ હે. અભીતક તું કુછ નહિ. સમઝાહે અપનિ જો જ્ઞાનકી બાતોં હોરહિથી ઉસ્મે તુઝસેં મૈં કહિ રહાથા કી માર વો કુચ્છ ગઉકો મારનેકી સમશ્યા નહિ થી. મૈંનેતો તેરી જો કામ, લોભ ક્રોધકિ વૃત્તિયો હે ઉસ્કો મારને કોં કહાથા. ઇધરતો અપનિ ઐસી બાત ચલી રહિથી ઉધરસેં ગૌ આગઇ જીસ્મે તેરી બુદ્ધિકી જડતાસેં તું કછુ ઓરહિ સમઝ ગયા—જે પેલી સ્રીનો ધણી મારવાને આવ્યો હતો તે આવો પ્રસંગ જોઇ સાંભળીને વિચારમાં પડયો કે બૈરીના કહેવા

પ્રમાણે જો સહસા કામ કરીદઉં તો પછી પસ્તાવોજ થાય માટે પ્રથમતો હગીગત આ સાધુને તો પુછું પાસેં જૈ પગે લાગી પુછયું કે મહારાજ હમણા થોડીવાર પહેલાં ત્રણ સ્રિયો પાણી ભરીને અહિંથી જતી હતી તે ઐરીયોએ આપને ગાળો કેમ દીધી (આવું ઉલટાવિને પુછયું) તે સાંભળીને. સંત બોલ્યા ભૈયા મૈને તો કોઇ માઇકો ઈહાંસે જાતિ આતિ નતો દેખી હૈ ઔર ન કભી કોઈ ગાલી દેતિ હૈ માઇ લોગ કયું ગાલી દેવેં. મેરેસેં કોઈ તકલીફ હોતિ હો તો હમ અંત કહિં ચલે જાય હમારે કછુ એકઠોર બૈઠ રહેના નહિ હૈ.

दोहा.

साधुतो रमता भला [1]कछु परमारथ होय,
पानितो बहेता भला बंधा गंधा होय.

બોલો ભૈયા તુમ કયા કહેના ચહાતે હો મ્હારાજ મ્હારે તો એમ પુછવું છે કે આપેં એમ કાંઈ કહ્યું હતું કે. અગલી અચ્છિ હૈ પીછલી અચ્છી હૈ. બીચલી ટેઢી હૈ. હાં ભૈયા મે ચેલાસેં ઉપદેશ દેતાહું ઉસ સમયમે કહા કરતા હું કે બચ્ચા સમાલકે ચલના જો બાલક અવસ્થા હે સોભી ઠીક ઠીક નિકલ જાતી હૈ ઉસ લીયે અગલી (અવસ્થા)

૧ એવો પાઠ પણ છે કે दाग न लागे कोय.

અચ્છી હે ઔર જો બુઢાપા હે વોભી શીથીલ હોજાનેસેં, પીછલી ( વૃદ્ધાવસ્થા ) ભી અચ્છી હે ઔર જો જુવાની અ. વસ્થા હૈ સો તો બઢોહી ટેઢી હૈ. ઉસ્મે સબકુચ્છ હોતા હે. જો વિષયોમે લગી ગઇ તો ગયા પચીસી સમજલો ઔર જોગ સાધનેમે યા તો પરોપકારમે યા જહાં તહાં લગીગઇ વહાંસે હટના બડા ભારી કામ હૈ. ઇસ લીયે બીચલી ટેઢી હૈ. સો સમાલકે રહેના. ડાંગ લઇને આવનારો બોલ્યો મહા-રાજ જેવું આપેં હવણા મને સમજાવિને કહ્યું તેવું તમારા શિષ્યને ખુલ્લુ કેમ નોતુ સમજાવ્યું-ભાઇયા खग जानै खग हिकी भाषा પશુની ભાષામાં પશુઓજ સમજે છે-તેમજ હમ સંત લોગ તો સમશ્યાસેં સમજા દેવેં જો તુમ્હારેમે અક્કલ હોતો સમજ લો અચ્છા ભૈયા તુમ ક્યા સમજેથે માહારાજ મારી સ્રિયે મનેતો કહ્યું કે કોઈ બાવો રસ્તામાં બેઠો છે અને અમને ત્રણ જણીઓને જોઇને હું વચમાં હતિ તેં મને તો કહ્યું કે એતો ટેઢી છે અને બે જણીયોને સારી કહિ. તે સાંભળીને હું તો ગુસ્સે થૈને આ-વ્યો હતો પણ વાતતો બીજી નિકળી એમ કહિ સંભળાવ્યું એટલે સંત ઉઠી રસ્તે પડયા અને આવનારને સવળી સમજ પડી.

તેમજ ભાઇયો આપણા વડીલો પણ મર્મ ભરેલું કહિ ગયા છે અને કરતા ગયા છે તે સવળું સમજવું એ-તો આપણામાં શુદ્ધ સરળ બુદ્ધિ હોયતોજ સમજાય તેમ

છે પણ આપણ અવળી બુદ્ધિથી ચાલીયે અને ઘરડાં[1]ના નામને વગોવિયે તો તો આપણા જેવા સપુત દીકરા કયાંય દુનીયાના પડમાં તો ન મળે. વૃદ્ધો તો આપણા સુખને માટે ઘણા સારા ઉપાયો રચતા ગયા છે પણ આપણ તેમની આજ્ઞાતો માનતાએ નથી ને કહિયે છૈયે કે સનાતનથી જેમ ચાલતું આવે છે તેમજ ચલાવવું એ આપણો ધર્મ છે જારે તેમ છે તો પછી વેદશાસ્ત્રના વચનોને સવળાં અને સનાતનનાં છે તેમ સુખદાઇ છે એમ સમજીયે તો પછી લોક રૂઢીને અવળી અને નકલી તેમ દુઃખદાઈ કેમ ન સમજીયે અને જો શુદ્ર રીવાજો કે જેના કોઈ ગ્રંથથી પુરાવા પણ ન મળે તેવા છે તેનેજ આપણ સર્વેથ કરીયે તો પછી વેદશાસ્ત્રોના જે વ્યવહારો કે પુરાવા વાળા છે તેને છોડી દેયે તો પછી વર્ણાશ્રમ શાને આધારે છે. વર્ણાશ્રમ ધર્મ છે તો તે વેદ શાસ્ત્રોનેજ આધારે છે. કાંઇ શુદ્ર રીવાજોને આધારે વર્ણાશ્રમ ધર્મ નથી. જો આપણે હવે એમ સમજીયે કે વર્ણાશ્રમ ધર્મતો રહ્યો નથી તો શુદ્ર રીવાજોને કેટલાક સમયથી જેવી રીતે ચલવતા આવ્યા છૈયે તે હવે વધારે મનમાન્યાં કરતા જૈયે તો કાંઇ અટકાવ ન રહ્યો— અને જો એમ સમજીયે કે આપણ તો વર્ણાશ્રમ ધર્મમાં (બ્રાહ્મણ–ક્ષત્રિય–વૈશ્ય–શુદ્ર) છૈયે. તો તો વેદ શાસ્ત્રોનિ

૧ ઋષિ મુનિયો.

આજ્ઞા પ્રમાણે વર્તવું રહ્યુંજ કે જેને આપણા ઘરડાં કરતાં ગયાં છે. જો આપણ વૃધ્ધોના (ઋષિ મુનિયોના) સંતાન હોઇયે તો તેમના માર્ગને અનુસરીયે મનુ. અ. ૪. શ્લોક ૧૭૦)માં તે પ્રમાણે બતાવ્યું છે જો આપણા બાપદાદા[1] જે સજ્જનોના સત્માર્ગે સત્કર્મોનું આચરણ વર્તતા ગયા હોય તો તેવા માર્ગને અનુસરવું ધર્મનું સાધન અને સુખનું મૂળ છે પણ જો તે અવળે રસ્તે ચઢી ગયેલા હોય તો તે રસ્તાને અધર્મનો અને દુઃખ દેનારો છે એમ સમજીને તજી દેવો હવે આપણ વિચારી જોઇયે તો ઉપર બતાવ્યા પ્રમાણે ત્રણ કે એક બ્રાહ્મણને વિધિવત્ બ્રાહ્મભોજ ન કરાવિયે તો તે શું અધર્મનો કે દુઃખ દેનારો માર્ગ સમજીયે કે ધર્મનો અને સુખદાઇ માર્ગ બાપદાદા (ઋષિ મુનીયો) નો છે તેમ સમજીયે જો આપણુ ઘરડાંઓના પગલે પગલે ચાલીયે તોય ન્યાતિ જમણવારો કરવાનું પ્રમાણ કયાંય મળી આવતું નથી. અને આપણુ તો દરેક જાતોવાળા ન્યાતિ જમણો કરીયે છેયે તે શું બાપદાદાઓ (ઋષિમુનીયો) ના માથા ઉપર પગ મુકીને ચાલ્યું કહેવાય કે પગલે પગલે ચાલ્યું કહેવાય. ઘરડાંઓના માથા ઉપર પગ મુકીને આપણ આજે કેટલે દરજ્જે ચાલી રહ્યા છીયે તેના વિચાર

૧ ઋષિ મુનિયો.

કરવાથી સહુને સમજાય તેવું છે. એકતો બાપદાદાની આજ્ઞા ઉલંઘન કરી તેથી આપણ તે સનાતન ધર્મ મર્યાદાના વર્ણાશ્રમથી પતિત ( વર્ણસંકર ) થયા ગણઈશું અને તે કારણથી આપણો આપ્યો ભોગ ( યજ્ઞ કે બ્રહ્મભોજનાદીનો ) વેદશાસ્ત્રોના નિયમોથી ઉલટો હોવાથી આપણને ( સહુ સૃષ્ટિને ) સુખ આપનારા દેવોને કે પીત્રુઓને તો ન મળે. જારે આપણો આપેલો ભોગ દેવપિત્રુઓને ન મળે તો વૃષ્ટિ આદી ન થાય અને વૃષ્ટિ વિગેરે ન થાય તો જગતનો નાશ થવાનો વખત આવે તેવો સમય વર્તમાનમાં આપણ અનુભવિ રહ્યા છીયે કે નહિ તેતો સહુ વિચારીને સમજી શકે છે આપણો તો વ્યવહાર દેવોનિ સાથે જોડાયલો છે. કાંઈ શુદ્રોની સાથે કે શુદ્રોનો વ્યવહાર આપણી સાથે હોવાનું સંભવતું નથી પણ દેવોનિ સાથે તો વ્યવહાર છે એવું આપણા પીતામહ ( બ્રહ્મા )એ ઠરાવિ આપેલું છે.

देवान्भावयतानेन ते देवा भावयन्तुवः ॥
परस्पर भावयन्तः श्रेयः परमवाप्स्यथ ॥

( ગીતા અ. ૩–૧૧ )

( આપણને પીતામહ–દાદાએ આજ્ઞા કરી છે કે ) આ યજ્ઞથી તમો દેવોનું પોષણ કરો ( નિત્યયજ્ઞ શ્રાદ્ધ બ્રહ્મભોજનાદીથી દેવોને તૃપ્ત કરો ) અને દેવો તમારૂં પોષણ

કરો ( વરસાદ–અનાજ—રસ કસાદીથી પ્રાણી માત્રનું પાલણુ કરો ) આ પ્રમાણે પરસ્પર પોષણુ કરતાં તમો બન્ને પરંશ્રેય ( સુખ આનંદ સુસંપત્તિ અને મોક્ષાદી ) ને પામશો.

इष्टान्भोगान्हिवो देवा दास्यन्ते यज्ञ भाविताः
तैर्दत्तान प्रदायैभ्यो योभुंक्तेस्तेन एवसः

( ગીતા અ. ૩.–૧૨ )

યજ્ઞથી પોષાયલા દેવો તમને ( પ્રાણી માત્રોને ) ઇચ્છીત ભોગો આપશે પણુ તેમણે આપેલા એ ભોગો ( અન્ન–જળ સૂર્ય, ચંદ્રનો, પ્રકાશ, પવન, ઘી, દુધ. ફળપુલાદી પદાર્થોના) તેમને (તે તે દેવોને વિભાગો) આપ્યા વિના જે મનુષ્યો ભોગ ભોગવે છે તે ચોર છે. અર્થાત દેવોને પોચી શકે તેવા યજ્ઞ બ્રહ્મભોજનાદી શાસ્ત્ર વિધિપૂર્વક પવિત્રતાથી જે નથી કર-વામાં આવતાં તે શાસ્ત્ર વિધિ વિનાનું જે કાંઈ ખર્ચ કરે છે તે દેવોને નથી પહોંચતુ તેથી તેવો ખર્ચ કરનારો દેવોનો ચોર બને છે અને આ ભારતક્ષેત્રમાં વસતા ગરીબ લોકોને સંકટમાં લાવિ દેવાં ( અનાજ વિના ભુખે ટળવળતાં કરવાં) ને શાસ્ત્રથી વિરૂદ્ધ અનેક ખર્ચાયો આજે આપણુ કરી રહ્યા છેયે–જે કાંઈ કર્મ દેવોના નિમિત્તનુ હોય અને તે દેવોનેજ પહોંચાડવાને આદર્યું હોય તો તે આપણા વડીલોનું અનુસ-

રેલું કર્મ ગણાય અને તે શિવાયનું તો કેવળ આસુરીમાં જ ગણાય.

आत्म संभाविताः स्तब्धा धनमान मदान्विताः।
यजंते नाम यज्ञैस्ते दंभेना विधि पूर्वकम्

( ગીતા અ. ૧૬-૧૭ )

પોતાની મેળે પોતાને મ્હોટા માનનારા ( કુળાભીમાનથી) હઠીલા ( અધર્મને રસ્તે આગ્રહથી દોરનારા ) ધનના અને માનના અભીમાનથી દેખાવનેજ સારૂં. શાસ્ત્રનિ વિધિને છોડી દઈને ફક્ત નામના ( કીર્તિ મેળવવાનિ આશાએ ) જે યજ્ઞ આદિ યોજનાથી જે કાંઇ કર્મ કરે છે તે આસુરી છે. જો આપણ બુદ્ધિમાન હોઇયે તો મહા મહેનત કરીને સંગ્રહ કરેલું દ્રવ્ય તેને ખર્ચ કરીને આસુરી કર્મ ( પાપવાળું ) કેમ કરીયે આપણા વડીલોની ધર્મ મર્યાદાને છોડી દૈને અવળા શુદ્ર રીવાજોને જે આજે આપણે આચરી રહ્યા છેયે તે જો આપણ બુદ્ધિમાન હોઇયે તો કદાપી નજ આચરીયે કેમકે આપણ તો દૈવિ સંપત્તિના છૈયે. આસુરી સંપત્તિના નથી. દૈવિ સંપત્તિનેજ માટે વર્ણાશ્રમનો ધર્મ છે. કાંઈ આસુરીને માટે નથી હોતો. જે વેદશાસ્ત્રોના નિયમોને અનુસરીને કામો (વ્યવહારો) થાયછે. તેજ તો આપણા વડીલો-ઋષિ મુનિયોના અને સનાતનથી ચાલતાં આવેલાં ગણાય જો આપણ સના-

તન ધર્મિં હેવિ સંપત્તિના હોઇયે તો તો ન્યાતિ જમણુવારોના ખર્ચા નજ કરીયે કેમકે તેવું કરવાનું કાંઇ પ્રમાણ મળતું નથી અને જે પ્રમાણ વિનાનું અને અનેક દુઃખોને પ્રાપ્ત કરનારૂં કામ હોય તે આપણા વર્ણ ધર્મને હાની ખામિ પહોચાડનારૂં જ છે અર્થાત્ વર્ણાશ્રમથી વિરૂદ્ધ છે. આપણુ જો વર્ણાશ્રમમાં હોઇયે તો નજ કરીયે. અને જો સહુને એમજ લાગે કે આપણે તો કેટલોક સમય વિતિ ગયો ચાલતું આવે છે તેને બન્ધ નથી કરવું તોપણ એક વાત તો નક્કી થાય તેથી સહુને સમજણ પડે કે આપણે તો સહુને ગમતું આવે તેમજ કરવું રહ્યું. હવે શાસ્ત્રનો આધાર લેવાનિ કાંઇ જરૂર નથી. એવો ઠરાવ પણ થયો હોય તો શાસ્ત્રના પુસ્તકોને ભણવા જોવાનિ મહેનત કરવાનું તો મટી જાય તેમજ આચાર્યોના વાડામાંથી છુટા થૈયે તો પછી જેને જે ફાવે તે સંપ્રદાઈ ધર્મના અંગને વળગે એટલે કોઇની દાખલ તો ન રહિ. અંકુશ સહુનો મટી ગયો એટલે પછી તો ગુરૂઓને જેમ ફાવે તેમ તે વર્તે શિષ્યોને કે પુત્ર શિષ્યોને જેમ જેને અનુકુળ આવે તેમ સાધન કરીલ્યે. તે પછી આપણે કોઇને કાંઈ બોલવાનું કે ગબડા કજીયા કરવાનું કે ફરીયાદો માંડવાનું કાંઈ પણ રહેશે નહિ. કોણ રાજા અને કોણ પ્રજા કોણ ન્યાત અને કોણ જાત કોણ હિન્દુ અને કોણ મુસલમાન, કોણ બ્રાહ્મણ ક્ષત્રિ વૈશ્ય શુદ્ર

અને કોણ વિજાતિ કે કોણ સજાતિ કોણ ધર્મિ કે કોણ અધર્મિ અને કોણ પાપી કે કોણ પુન્યાત્મા કોણ હિંસક હત્યારો અને કોણ સદાચારી પવિત્ર અને કોણ ફકીર કાજી કે મોલા કોણ પીર પેગંબર કે દેવ દેવિ કોણ દેવ અને કોણ આસુર એમ બધું જગત એક તો થૈ જાય એટલે સહુ ઝઘડંડ મટી ગયું. મીથ્યા માથા કુટતો ઓછી થશે એમ પણ જો શાસ્ત્રના માર્ગને સનાતન ધર્મને કે વર્ણાશ્રમને છોડી દેને ચાલવું હોય તોય પણ ખચાતો જેને જેમ મન માને તેમ કરે તેવું સંભવ્યું. કેમકે જે અંકુશ ધર્મ મર્યાદાનો શાસ્ત્રાધારે હોય છે તેતો સ્વતંત્ર છે અને તે શીવાય જે શુદ્ર રીવાજોને આધારે ચાલવું એ તો સ્વચ્છંદતા છે. જેમકે બેચાર જેને પુત્રો હોય તે માબાપોએ સમજીને સહુને ગમતું ઘરબાર જુદું કરી આપીને વિભાગોને પાડી આપ્યા હોય તો માબાપનો મર્યાદા રહે ભાઇયોમાં પણ સંપ સલાહ રહે સંપત્તિ સુમાર્ગે વપરાય તેવિ રીતે જુદું રહેવું તેનું નામતો સ્વતંત્રતા છે અને આપસમાં લડી ઝઘડીને કલેશ કરીને જે જુદું રહેવું છે તે તો સ્વછન્દતા છે કેમકે તેને માટે તો જબરજસ્તી કરવિ પડે એટલે સંપત્તિનો વિનાશ થાય સંપ ન રહે મા બાપનો મર્યાદા તુટે એટલે દુઃખ રહે છે. બન્ને પ્રકારે જુદું તો રહેવાનું છેજ પણ જે સુખ સંપત્તિ સ્વતંત્રતામાં છે તે કાંઈ સ્વછંદતામાં નથી. તેમજ જે કોઈ

અનુભવથી શાસ્ત્રાધારે વર્તે છે તે સનાતન વર્ણાશ્રમ ધર્મનિ મર્યાદાનું સ્વતંત્રપણું છે અને જે કોઈ અનુભવ કર્યા વિના તેમ કોઈ પણ પ્રકારોના પુરાવાઓ લીધા વિના શુદ્રરીવાજો પ્રમાણે વર્તે તો તે સ્વછન્દપણું છે. સ્વછન્દપણું આસુરી સંપત્તિયોમાં હોવું સ્વાભાવિકજ છે. તેમ સ્વતંત્રપણું દૈવિ સંપત્તિયોમાં હોવું તે પણ સ્વાભાવિક છે. તે બન્ને સંપત્તિયો એક એકથી વિરૂદ્ધ વર્તે છે. આપણે હવે એવા નિર્ણય ઉપર આવવું જોઈયે કે જેનો જેવી સંપત્તિનો સ્વભાવ હશે તે પ્રમાણે વર્તશે પણ તેથી આપણા નિશ્ચયને કેમ છોડી દૈયે.

खलगह अगुण साधु गुण गाहा ।
उभय अपार उदधि अवगाहा–

દુર્જનો સૌમાંથી અવગુણોને ગ્રહણ કરે છે અને સજ્જનો સહુમાંથી ગુણ ગ્રહણ કરે છે બન્ને અપાર ઉંડા સમુદ્ર છે જેમ કે પાંડવોયે રાયસુયજ્ઞમાં જે સભા ભરી હતી તે વખતે શ્રી કૃષ્ણ ભગવાને ધર્મ રાજાને કહ્યું કે આ સભામાંથી એક ખરાબ માણસને ખોળી લાવો અને દુર્યોધનને કહ્યું કે તમો સારા માણસને ઢુંડી લાવો ધર્મ રાજાને એટલી બધિ સભામાં એક પણ ખોટો–દુર્જન ન મળ્યો અને દુર્યોધનને કોઇ સારો સજ્જન ન મળ્યો–તેમજ પોતપોતાની સ્વભાવનિ સ્થિતિ પ્રમાણે સવળું કે અવળું

સમજવામાં આવે છે. કાંઈ એ સભામાં બધાએ નઠારા નહતા તેમજ સર્વ કોઇ સારા સજ્જનોજ નહતા. પણ પોતાના વર્તણુંકોને અનુસાર બન્ને જણને સમજાણું—તેવિજ રીતે કોઇને સારૂં સમજાશે અને કોઇને માઠું પણ લાગશે. તથાપી ખરી વાતને છુપાવવિ એતો અધર્મજ ગણાય. તેમ આપણને જે પરમેશ્વરે પ્રેરણા કરીને જ્ઞાન બક્ષીસ કર્યું હોય તે કાંઈ છુપાવિ દેવાને માટે નહિજ કે એક ખુણાની ગુફામાં પેશી રહિને પડી રહેવાને નહિજ. આપણને જે જે અનુભવો થયા હોય જે જે સંકટો કે સુખનું કારણ સમજાયું હોય તે સર્વ પરોપકાર સમજીને અથવા આપણું નિત્યદાન સમજીને જ્ઞાનદાન તો આપીજ દેવું કેમકે આપણને જે સમજણ પડી હોય તેને ન વાપરીયે તો તેતો શરીરનિ સાથે નાશ પામશે. તેમ શરિરનો સમય પુરો થયો કે પછી કાંઈ કરવા વળાવાનું નથી. વાસ્તે કરી લીધું તે કામ—અને ભજી લીધા તે રામ—

---

# પ્રકર્ણ ૭

—:o:—

## ( જમણુથી થતિ હાનિઓ )

**પ્રશ્ન**–જમણુવારો કરવાથી શું શું હાનિઓ છે અને પ્રથમથી વડીલો શું સમજીને કરતા આવ્યા છે.

**ઉત્તર**–પ્રથમના જે વડીલો ઋષિ મુનિયો તો જમણ-વાર કરતા હતા તેવું પ્રમાણ ક્યાંય મળી આવતુંજ નથી અને હમણા બસો ચારસો વરસો ઉપરનાં જે ઘરડાં જમ-ણુવારો કરતાં આવ્યાં છે તેના પત્તાવાર પુરાવો મળતો નથી. પણ એટલું તો સમજવું જરૂરનું છે કે ખેડુતોની પાસેથી શીખ્યાં છે. કેમકે જુના જમાનામાં નાણું તો ઘણુ જ દુર્લભ હતું. પણ અનાજ ઘી ગોળ દુધ વિગેરે ભર-પટ્ટે સહુને ત્યાં હતાં જેના ઘરમાં પચાસ કળશી ઓછામાં ઓછું અનાજ ભર્યું હોય અને કુલડાં (હિઠડાં) કે ગાગેરો ઘીનિ ભરેલી બગડતી હોય ગોળના રેલા ઘરમાં નિતરતા હોય. અને નિતની છાશ થતિ હોય તેમાં પાંચશેર દશશેર ઘી આવતું હોય નવું અનાજ મણુશાં બંધ પાકીને આવિ ગયું હોય ત્યારે વણજારાનિ પોઠનિ વાટ (રાહ) જોવાતિ હોય જો તેને આવવાનિ મોડ થતિ એટલે બગડવા ન દેવાના કાર-ણુથી પછી ખુટાડવા માંડવાનો ઉદ્યમ શરૂ કરી દેતાં. તે વારાફરતી વારો અને તારા પછી મ્હારો. એમ ખેડુતોના

ઘરમાંથી નિકળીને જમણવારોનિ જપ્તી આજે ઘેરેઘેરે પાપનું લશ્કર સજીને પુન્યના માર્ગને કાપી નાખવાને બેઠી છે–તે સમયમાં ઘરડાંઓને જમણવારો કરવાથી લાભ એજ હતો કે ઘરમાંથી બગડતું અનાજ વિગેરે કોઇ ઉપાય કરીને ખુટાડવું અને માણસને મ્હોઢે વાપરી દેવું પણ અનાજ કીંચિત્ ભાર ગેર ઉપયોગમાં ન જવા દેવું તેવું તે લોકો અન્નનું માન રાખતા હતા તેથી તેમના ઉપર અન્નપૂર્ણાદેવિનિ પૂર્ણ કૃપા પણ રહેતિ હતિ. તે કારણથી પાકતું પણ પૂષ્કળ હતું–તે દીવસે ખેડુતોના ઘર એજ ધર્મશાળાઓ હતિ. તેજ વિદ્યાર્થિયોનું અન્નક્ષેત્ર હતું, તે અને પ્રાણીમાત્રનો વિશ્રામસ્થાન તે ખેડુતોજ હતા. અન્નને બદલે ઘી લેવાતું ઘીને બદલે તેલ લેવાતું. તલને બદલે ગહુ બાજરી–મકાઈ લેવાતા. પણ નાણું જોવા જડે કયાંથી. તેવા ત્રેતાયુગના જમાનાનિ જે મ્હોટી વાતો છે તે આપણા સમજવામાં આવે તેવિ નથી અને જડતાથી જેને વળગ્યા તે વળગ્યાજ. મડામુઠ સહુને પડી ગઈ છે કોઇ બુદ્ધિમાનો કે પંડીતો પણ ઉકેલ પાડતા નથી તો પછી અણસમજુ અને નિરક્ષર અજ્ઞાનિ જે લોકો દેખાદેખ કરનારાં છે તેમનો તો શો કસુર (વાંક) કાઢવો જોઇએ. જે ખેડુતોના ઘરમાંથી જે રમ્મત ગમ્મત કાઢી હતિ તે આજે તે ખેડુતોનેજ સરકારનિ ધુંશના કરતાં એ જમણવારોનિ ધુંશ (જમિ) વધિ પડી છે પણ છુટતિ નથી.

તેના વિના કલ્યાણકારી બીજું કાંઇ નજરેજ પડતું નથી તેજ આપણું બ્રહ્મત્વ થૈ પડયું છે તેજ જાણે સ્વર્ગે જવાનું વિમાન સમજી રાખ્યું છે તેનાવડેજ આપણ મ્હોટા થૈયે છૈયે તેજ આપણા બાપદાદાઓનું પુરૂષાર્થ સમજીયે છૈયે. આપણા વડીલોનિ બોજી કર્ણિયો કર્મકાંડનિ કે નિતિનિ તો આ સમયમાં પાળવાથી લાંછનરૂપ સમજી રાખી છે પણ સહુનો સાર વડીલોનો જાણે હોય તેમ હવે આ સમયમાં સુખનો ભંડાર તો એક જમણવારોનેજ ધ્હારી છે. આપણા વડીલ ઋષિમુનિયોનિ બીજી જે આજ્ઞાયો પુરાવાવાળી છે જેનાથી સહુ સૃષ્ટિનું હિત સમાયલું છે તેમ આપણું મ્હોટાપણું સમાયલું છે તેને આજે આપણ ન પાળીયે તો ચાલે પણ, જેનું મુળ મથાળું નથી મળતું તેમ દુનિયાંને તવા કરનારી છે અને આપણુને હીન દશામાં લાવિ રહિ છે તેવિ જમણવારોને તે શી રીતે છોડી દૈયે તેના વિના તો આપણે ચાલેજ નહિ. આપણુને તો જમણવારો અને રોવા કુટવાનું બન્ને કર્મજ કરીને તરી જવાનું છે નતો આપણુને કમાવાનિ રોજગાર ધંધાની સુઝ પડે કે ન કાંઇ સ્નાન સંધ્યાદી કર્મ કરવાનિ કે ખેતીવાડીમાં ધ્યાન દેવાનિ કે કાંઇ પરોપકારી કામો કરવાનિ કાંઇ સુઝજ પડતિ નથી. હરીફરીને એક તો જમણવારો કરવી અને રડવું કુટવું એજ જાણે આપણું

પરમ દૈવત્વ સમજીને તેનાજ ઉપર પૂર્ણ ધ્યાન કરીને જન્મ ગુજારી રહ્યા છૈયે. પણ તેનાથી આપણી થતિ ખુવારી[1] તરફ તો આપણે જરાએ વિચાર સરખો એ લાવ તાજ નથી. જે આપણુ જગતના ગુરૂ છૈયે તેમને સુઝ ન પડે તો તેવિષે બીજી વર્ણ તો દોરાયાં કરે તેમાં કાંઇ નવાઈ તો નથીજ ઉતરતે રસ્તે તો સહુ ઉતરી પડેજ છે પણ ઉચા માર્ગ તરફ જે ચઢે અને ચઢાવે તેજ જગત ગુરૂનું પદ ભોગવિ શકે છે અને તેથીજ આપણા વડીલો ઉત્તમ ગણાયા છે. પણ આજે આપણુ તેમના પુત્રો છૈયે તેમનિ કેવી અધમ દશા છે.

## ( ગજલ ) ૮.

અરે અફસોસ છે ભારી, જરા તો કોઈ વિચારોને;
સુણીને બન્ધુઓ મારા, બળત્રાને શમાવોને. ૧
ગયા ક્યાં એ [2]પુનિત વિપ્રો, જગત જેને વખાણે છે;
રચ્યાં છે શાસ્ત્ર સિદ્ધાંતો, [3]લષ્ટિકાએ ધરાવોને. ૨
કાશ્યપ પુલસ્તને અત્રિ, ભ્રગુ ભાગવઃ વળી મૈત્રિ;
અરે વસીષ્ટ ને [4]કૌશીક, જરા દીલ્લમાં જચાવોને. ૩

---

૧ ખરાબી—૨ પવિત્ર બ્રહ્માર્ષિઓ—૩ તત્વજ્ઞાન આપણામાં આજે નથી રહ્યું કે જેથી ખરૂ સમજી લઇએ તે વાસ્તે શાસ્ત્રનો તે આધાર લાકડીની પેઠે રાખવો જોઇએ—૪ વિશ્વામિત્ર.

પારાશર ગાલવ ને ગૌતમ, દધીચી દેવ હિતકારી;
ભરદ્વાજને કોડીન્, અગસ્તાદી ઠસાવોને. ૪
જગતનું શુભ એ કરતા, સદા એ [2]ધ્યાનને ધરત;
હતા સંતોષી જન દેવા, મળે તેમાં નભાવોને. ૫
એ રૂષીના જે [3]કુમારો, હાલના [4]વિપ્ર તે ધારો;
થયા અજ્ઞાનથી અંધા, સુઝે ના ધર્મ પોતાનો. ૬
આપણા હાલ જે આજે, ઘરોઘર પેટને કાજે;
ભમ્યા ભીક્ષુક બનિ નિત્યેં, રૂષિઓને લજાવ્યા છે. ૭
[5]બીરાદર ઘેનમાં ગાજે, વ્યસનમાં ગર્ક થઇ આજે;
જમણુમાં નાશ સહુ કીધું, વિચારો વાત [6]વૃદ્ધોનિ. ૮
ભૂપ જે નમતા પગોમાં, કીર્તિ તે તો ગુમાવિ છે;
ગયા બ્રહ્મ તત્વને ભૂલી, દશા તેથી બનિ આવિ. ૯
છો જગતના ગુરૂ વિપ્રો, નામ તે શું ગુમાવો છો;
કથે નારાયણ પ્યારા, મુને તો શર્મ આવે છે. ૧૦

વિ. સં. ૧૯૭૨–ચૈત્ર. શુ. ૫

---

૧ એ આદી ગોત્રો વાળા રૂષિઓની કીર્તિને તો યાદ કરો ૨–પરમેશ્વર વિના બીજા કોઇનું નહિ. ૩–પુત્રો –૪બ્રાહ્મણો ૫ જ્ઞાતિભાઇઓ–૬ કોઇ વડીલ ઋષિ મુનીઓ જમણવારો કરતા હતા કે તમ્માકુ ખાતા પીતા કે સુંઘતા કે ચહા ભાંગ વિગેરે દુર્વ્યસનો રાખતા હતાકે તે વિચારી જુઓ.

કયાં તો વડીલ ઋષિ મુનિયોનિ પરોપકારી જ્ઞાન વૃત્તિયો અને કયાં આપણી અધમ ભીક્ષુક વૃત્તિયો આપણી તેવિ ઉલટી સ્થિતિયોમાં સર્વ પ્રકારના શુદ્ર રીવાજોનેજ કરીને મ્હોટા થવા કે સુખી થવાનિ ઇચ્છા રાખીયે તે વૃથા છે. આપણે સહુને મ્હોટા થવા કે સુખી થવાનિજ ઇચ્છા છે. અને ચાલીયે ઉલટા તો કયાંથી ધારેલું મળી શકે આપણુ જો સુખનિ આશા કરીયે તો પાછા ઘર તરફ વળીયે. કાંઈ વનવગડેજ ભમ્યાં કરીયે તો કયારે પણ ઘરના સુખની પ્રાપ્તી થવાનિ નથી. અર્થાત આ પણુ જે શુદ્ર રીવાજોનો મ્હોટો ખર્ચો કરી કરીને મરી જઇયે તોય જે પદ ઋષિ મુનિયોને થોડા ખર્ચમાં શાસ્ત્રોક્ત વિધિ કરીને મળેલું કે જે સુખ મળેલું તે કાંઈ પોતાનિ બ્રાહ્મણપણાનિ મ્હોટી પરોપકારી ધર્મનિ ફરજો કરી બતાવ્યા વિના એમને એમજ તો કોઇનેનથી મળ્યું અને મળશે પણ નહિ. વિશ્વામિત્ર રાજર્ષિ (ક્ષત્રિય) હતા તો તેમણે બ્રહ્મર્ષિપણું મેળવવા કેટલો પરીશ્રમ કર્યો હતો વસિષ્ટ જેવા સમર્થનિ સાથે વિરૂદ્ધ આદર્યો તથાપી જ્યારે નમ્રતા સરળતા સંતોષાદી ગુણો વિશ્વામિત્રે પ્રાપ્ત કર્યા ત્યારે વસિષ્ટ મુનિયે બ્રહ્મર્ષિ કહિજ દીધું. તે બ્રહ્મર્ષિનું પદ વગર મહેનતે આપણુને મળેલું છે તેમ તે બ્રહ્મર્ષિયોના બાળક છેએ તેને આજે શુદ્ર રીવાજો આદરવાથી શુદ્રથી પણ હલકો પદવિ

લોકો આપી રહ્યા છે. જેવું આચરીશું તેવું પદ જરૂર મેળવિશું. તે વિશ્વામિત્રે બ્રાહ્મણ થયાનું પરાક્રમ કરી બતાવ્યું કે જેણે ગાયત્રિ જેવિ ને પણ શ્રાપ દીધો. જેથી આજે આપણ શ્રાપાવિમોચન કર્યા વિના જો ગાયત્રિ જપીયે તો તે કાંઇ ફળીભુત થતિ નથી તેથી એમ તો કહેવુંજ પડે છે કે—

विश्वामित्र श्रापा विमुक्ता भव—

શ્રાપ દઇને તેણે પાછો પણ વાળી લીધો છે. અને આપણાથી તો આપણાં ઠરાવેલી જે લોક રૂઢીયો છે તેને પણ પાછી વાળી લેવા નિચે મુશ્કેલ પડી ગઈ છે તો પછી ઇંદ્રાદી દેવો જો રીસાઇ જશે તો શી રીતે પાછા વાળી ( મનવિ ) લાવીશું. જે વિશ્વામિત્રે નવિન્ સૃષ્ટિ બનાવવાનો આરંભ કરીને પ્રથમ ઝાડ પશુઓ અને અનેક અંનાદી પદાર્થો ગાયત્રિના બળવડે ઉત્પન્ન કર્યાં છે જેનાથી ગરીબોનું ભરણપોષણ આજે થઇ રહ્યું છે એવા પરોપકારના બદલામાં આપણ આજે જગતના નાશનો ઉપાય રચી રહ્યા છૈયે. ભારતભૂમિના દરેક ખુણે ખુણે આજે હદ ઉપર મોઘવારી વધારેજ વધતિ જૈ રહિ છે તેવા સમયમાં પણ આપણ જે બ્રહ્મર્ષિયોના પુત્રો છૈયે તેજ બીજી વર્ણના ક-

રતાં એ વધારેમાં વધારે ખર્ચાઓ કરીને કરજદાર બનિને પણ ઘીની નદીઓ વહેવડાવિ રહ્યા છૈયે. ન્યાતિ જમણુવારો કરીને દેશ ચોખળાં કે ચોરાશી શંભૂમેળાઓ વિગેરે અનેક એવાં નકામાં ખર્ચીઓ કરીને અનાજ ઘી ખાંડ ગોળ દાળ ચોખાનો તથા બીજી અનેક વસ્તુઓનો ભાવ મ્હોંઘોજ કરી રહ્યા છૈયે જેથી કરીને ગરીબ લોકોના બાળકોને ભુખેં ટળવળતાં જોઇયે છયે વસ્ત્ર વિનાનાં નગ્ન રખડતાં જોઇયે છૈયે છતાંએ આપણે તો જીભચટ્ટા બની જવાથી મીષ્ટાંન ( લાડુ શીરા વિગેરે ) પકવાનો તરફનુંજ પૂર્ણ ધ્યાન ચોટયું હોય એટલે બીજા કોઇનું દુઃખ તો કયાં થઇને નજરમાં આવિ શકે આપણા કર્તવ્યથી જો ઘણાઓને દુઃખ પેદા થતું હોય તો તે આપણા વૃદ્ધ રૂષિ મુનિયોનું બ્રાહ્મણપણાનું કર્તવ્ય ન ગણાય કે દૈવિ સંપત્તિને શોભાવળું ન કહેવાય. આપણી જમણુવારોથી થતિ હાનીયો—

૧) દરેક વસ્તુઓનિ મોઘવારી વધી છે એટલે તમામ ગરીબ ભાઇયોનો નિસાસો જમણુવારો કરનારાઓના ઉપર પડે છે કેમકે આપણુ તો પકવાનોના ઝપાટા ઉડાવિયે અને આપણા ગરીબ ભાઈબેહેનોને તો શાક રોટલાના પણ સાંસા ( મુસીબત ) પડે છે—

૨ આપણું બ્રહ્મત્વપણું રહેતું નથી.

**પ્રશ્ન**—શાથી બ્રાહ્મણપણું રહેતું નથી.

उत्तर—આચાર ભ્રષ્ટ થવાથી કેમકે ઘણા વિસ્તારવાળું જે કામ આરંભ્યું હોય તેમાં પવિત્રતા બીલકુલ રહેતિ નથી. જે રસોઇ રંધાય છે. તેમાં હજારો જીવડાંઓ આપણા ખાવામાં આવે છે. પાણી પણ ગળાતું નથી અનાજ પુરૂં વિણાતું નથી. રાંધનારાઓનિ ભુલ થવાથી રસોઇમાં કેટલેક ઠેકાણે તો ઉંદરાં દેડકાં ગરોળી વિગેરે જીવો અંદર બફાઈ જાય છે. તે તો ઘણાઓને અનુભવ હશે તેમ મેં તો કેટલેક ઠેકાણે નજરે જોયું છે. આપણા અબોટીયાં તો સાવ ( બીલકુલ ) એઠાંજ રહેવાનો બહુધા સંભવ છે. આપણા ભેગી અન્ય જાતો પણ પ્રવેશ કરીદે છે. ઢેડ ભંગીયોનીયે કાંઈ પરેજી રહેતિ નથી. સુતકીયોનીયે પરેજી રહેતિ નથી. પગરખાં ( પદત્રાણ ) કે વસ્ત્રાદીની તો નથી જ રહેતિ. સ્ત્રિયો રજસ્વળા હોય છતાંએ પંગતમાંજ બેસે છે તેનો તપાસ આપણ કયારે કરીયે છૈયે—વાગડનિ સંપ્રદાય પ્રમાણે તો સ્રીયો સ્નાન પણ ભાગ્યેજ કોઇકજ કરે છે અબોટીયાંનાજ નમુના જેવાં બનાવટી સુતરાઉ અબોટીયાં વાપરીયે છૈયે ત્યારે ટાઢમાં નાહિને વળી મોઘા મુગટા અને પીતાંબરો વાપરવાનું કેમ વૃદ્ધોએ રાખ્યું છે. કે પવિત્ર રહેવા માટે તેમ જનોઇ દીધા વિનાના બાળકો પણ રસોઇમાં દાખલ હોય છે. ભંગીયોના વાળેલા એકામાં આપણ ભોજન જમવા બેસીયે છૈયે.

બેસવાનિ જગા પણ મંડલ ન કરી શકાય તેવિ અપવિત્ર મળમુત્રવાળી હોય છે તેમજ નિયમ વિનાનું અમાપ અને નિશા ભોજન ( અણુ તાલ અને રાત્રે જમેલું ) આસુરી છે તેમ શરીરને રોગાદીથી હાનિ કરનારૂં જમીયે છૈએ વિગેરે અનેક પ્રકારના અનાચારોવાળું જમણુ કરીને જમાડવું અને જમવું એ જો આપણામાં સુબુદ્ધિ હોય તો નજ કરીયે. કેમકે અનાચારથીજ બ્રાહ્મણપણું નાશ પામે છે. ( બ્રાહ્મણનું બ્રહ્મત્વપણું પવિત્રાચાર અને ઉત્તમ જ્ઞાનમાં છે ) તે વિષે વધારે ધર્મ નિતિના પુસ્તકોમાં જોઇને સમજી લેવું.

૩ બીજી તમામ વર્ણો ઢેડ ભંગી ચમાર કોળીનાળી કે ઘાંચી મોચી ધોબી ઈત્યાદીથી લઇને આપણ સર્વેય બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય સુધાંત પણ જમણવારોનેજ એક સરખું ઉત્તમ કર્મ ગણીને કરીએ છૈએ તો આપણામાં અને બીજી વર્ણોમાં શો તફાવત્ ઓછો વધારે રહ્યો.

પ્રશ્ન—કેમ ઓછો વધારે ફેરફાર ન કહેવાય. આપણ તો જમણવારોના નિમિત્તે ( બહાને ) પણ બ્રહ્માર્પણ બ્રહ્મ ભોજન તો કરીયે છૈયે એટલે બીજી વર્ણના કરતાં તો વધારે તો ખરૂંજ.

ઉત્તર—આપણ આપણાં બ્રાહ્મણની ન્યાત જમાડીયે એતો બ્રહ્માર્પણ બ્રહ્મ ભોજનમાં ગણાય ત્યારે ઢેડો તેમનિ

ન્યાતિ જમાડે તો તે ઢેડાપંણુ ઢેડ ભોજન ખરૂં કે નહિ અને તેવિજ રીતે બીજી બધિએ વર્ણે પોતપોતાની ન્યાતોને જમાડે તો તે કીયા દેવના અર્પંણ સમજવું કેમકે આપણી ન્યાત જમે એ તો બ્રાહ્મણ ભોજનમાં ગણાય છે ત્યારે બીજી જાતિની જે ન્યાતો જમે તે પણ તેનિ ન્યાતિ જમણોજ ગણાય તેમાં અને આપણામાં કશોએ ફેરફાર ન ગણાય. જ્યારે ઢેડ ભંગીની ન્યાતનું કીયા કારતા ( કાયટાં ) નું કામ હોય તો તે તેનિ ન્યાત જમે ત્યારે પુરૂં થયું ગણાય છે તેમજ આપણે પણ ન્યાતને જમાડીએ ત્યારેજ કાયટું ઉતર્યું ગણાય છે એટલે બરોબરને બે રતી ઉપર આપણ વધ્યા કેમકે શાસ્ત્રોનિ જે વિધિયો છે તેને આધારે આપણ બ્રાહ્મણ છૈયે એ જો કર્મ કીયા કાંઇ ન કરીએ અને ન્યાતિ જમણોનોજ પુરો આધાર ખરો રાખીયે એટલે આપણા પિત્રુઓને શું મળે. અર્થાત વિધિ વિનાનું દેવપીત્રુઓને નથી પહોચતું ત્યારે આપણે ખર્ચ્યું તેનું ફળ કશું નહિ એટલે ખર્ચંવું નકામુ ગયું.

૪ જમણવારોને માટે આજે બ્રાહ્મણપણું ભુલી જઇનિ શુદ્રોના કર્મથી આજીવિકા ચલાવિયે છેયે.

अखिजीवि मसिजीवि देवलो ग्राम याचकः ।
धावको पावक श्चैव षडैते शुद्र व द्विजः ( निति )

તલવાર વિગેરે હથીયારથી ( પુલી સાદીનિ નોકરી કરીને ) લેખણ. કલમથી ( મેતાગીરી કે અમલદારી વિગેરે ) દેવ દેરાં પુજીને ( અનુષ્ટાનાદી પાર્થિવ પુજા કરીને ) ગામડાઓમાં કે નગ્રમાં ભીખ માંગીને ( ટેલ નાખીનેકે અડંગો-લગાવિને ) હલકારાની ( પગ્રાવાળાંની ) રસોઈ કરીને ( શુદ્રાદીનું કે સુંતકીયોનું રાંધીને ) ઇત્યાદી કામો કરીને આ જીવિકા ચલાવવિ એ છએ પ્રકારના શુદ્રવત બ્રાહ્મણ ગણાય છે. જેઓ દેવ કાર્યમાં કે પીત્રુ-કાર્યમાં ભોજનાદી કાર્યોમાં લેવાના કામમાં આવતા નથી તો પછી વેપાર કરીએ છૈયે હલકી વર્ણનિ નોકરીયો કરીયે છૈએ ખેતી કરીયે છીએ. વિગેરે તો આપણને ધંધા કરવા પડે છે તે કાંઈ પેટનેજ માટે નહિ ખાસ શુદ્ર વ્યવહારોને પુરા પાડવાનેજ માટે તે શીવાય પણ વધારે કરવું પડે છે કન્યાવિક્રયમાં લાંચો લેવા વિગેરે કરીયે છીયે.

૫ જમણવારોને જ માટે આપણા પ્રીય માતા પીતા સ્ત્રી પુત્રાદી સગાં વ્હાલાં ને છોડીને પરદેશ ( મુંબાઈ મદ્રાસ, કલકત્તા, વરાડ, ખાનદેશ–ગુજરાત, માળવા વિગેરે દેશોમાં કે દરીયાપાર ) પણ જવું પડે છે. સુખનિ આશાએ જન્મભર પરતંત્રમાંજ પડયા રહિયે છીયે ન કરવાં જેવાં અનેક કુકર્મો કરીને દ્રવ્ય લાવીને જમણો જમાડીયે છીએ. અસત્ય અને અનિતિ આચરવિજ પડે છે આપણ પરદેશ-

માં ચોરી જારી લફંગાઈ કરીયે અને સુખને માટે અથડાઇએ છીયે અને ઘેરે સ્ત્રીયો દીવસે દીવા બાળે વળી બહાદુરાઈ પણુ કરી બતાવે કે આપણા વિના વંશનીયે વૃદ્ધિ કરી દયે.

ચોરી જારીની છુટતો આપણી હાજરીમાંએ હોય છે તો પછી આપણું એથું મટયું એટલે તો છુટે છેડે ચોગાનમાં ઘોડા કેમ ન દોડાવે એ કસુર બૈરીયોનો છે એવું આપણે કેમ સમજીયે પણુ આપણુંતો ધ્યાન શુદ્ર રીવાજોના જમણુવારોના કર્જ તરફ ખેંચાયલું હોય એટલે પછી આંખો આડા કાન કરીને ચલંવ્યેજ છુટકો ભલેંને વર્ણસંકર પ્રજા પેદા થાય બાપ તો આપણુનેજ કહેશે તે શીવાયનું એ ગમે તે અંધારૂં વળી જાઓ પણુ આપણી ચોટ ન ચુકીએ જમણુવારો કરીને ભાંજગડ (પંચાયત) કરવાનુ તે કેમ ભુલી જઇયે. ભલે નીચ લોકોના વૈતરાં તાણીયે ખાવા ન મળે તેવિ દશામાં પડી રહેવું મંજુર છે આબરૂં જાય તો તે નવિ બનાવીશું પણુ જમણુવારોનું નીશાન તો કદાપી નથી ચુકતા આપણુને પરદેશોમાં શું શું દુઃખ વેઠવાં પડે છે તેને પણુ આપણુ યાદ નથી લાવતા આપણી ન્યાતો કેટલી મ્હોટી હતી અને આજે કેવી નાનીસરખી થઇ ગઈ છે આપણા કેટલા ભાઇ ઓ આપણોને સારાં પકવાનો ખવડાવિને ઘરબાર ગીરવે મુકીને તર્તનિ પરણેલી કોમળ બાળાઓને તો પીયરમાંજ મુકીને વિદેશ ગયા છે તે હજુ સુધી આપણું ઇનામ લેવાને

એ પણ પાછા આવ્યા નથી. એવી રીતે જમણો જમી જમીને આપણી ન્યાતોના ઘર જડામુળમાંથી કેટલાંએ કાઢી નાખ્યાં છે તે જમણુવારો આપણી પુરી શત્રુરૂપ આજે થઈ પડી છે.

૬ જમણુવારોના ખર્ચ કરવાને માટે આપણી કોમ-ળી દીકરીઓને ગમે ત્યાં વેચી દેવામાં જરાએ વિચારજ આવતો નથી ચ ાલતો તે ઉંચકુળનો કે ભલે નીચકુળનો હોય ભલે લુલો લંગડો હોય કે ઘરડો મુંગો કે બહેરો હોય કે પાંગળો કે દળિદ્રી કે ભલે દુર્વ્યસનિ હોય છોકરી ને ગમ્યો યા ન ગમ્યો કે ભલેને તે કાલ રંડાતી તે આજે રંડાઓ પણ તેનો ઉચાટ આપણુને કશોએ નહિ આપણે તો આપણા લોકવ્યવહારમાં ખામી ન આવી જાય તે તર-ફજ પુરતું ધ્યાન હોય છે. પણ ભલા ભાઇયો જરા વિ-ચારી તો જોવું જોઈએ કે આમાં આપણુને કેટલું સુખ છે અને બીજાઓને કેટલું સુખ આપણાથી થાય છે. આવી રીતે પેટનાં આંતરડાં વેંચીને જો જમણુવારો ન કરીયે તો શું આપણું બ્રાહ્મણ પણું કાંઈ જતું રહેવાનું છે. આપણા બ્રાહ્મણ પણાને ખામી લગાડનારૂં જે કર્મ છે તેનેતો આજે આપણ ધર્મ સમજી બેઠા છીયે એક એકના દેખાદેખી ચા-લ્યા. નીચ વર્ણોનિ પાસેથી આ કંન્યા વેંચવાનું શીખ્યા છીયે. તે દ્રવ્ય વડે તીર્થો કરવાં વૃતોદ્યાપન કરવાં વિગેરે

કે જેદીકરી વેંચીને કરે છે અને જમણવારો કરે છે તે અને જે કોઇ કંન્યા વિક્રયનું જમે જમાડે છે તે જમણ નથી જમતા પણ તે દીકરીના શરીરનાં માંસનું ભોજન જમે છે.

हृदयं मात्रु भक्षन्ति पिता भक्षंति मस्तकं ॥
बान्धवा बाहु भक्षन्ति गात्राणि ईतरेजनाः ॥ ( निति )

તે કંન્યાના કાળજાને તો મા ખાય છે અને બાપ માથાનું ભોજન જમે છે. અને ભાઇ ( ગોત્રીયો ) હાથના માંસને જમે છે અને કંન્યા વિક્રયના નિમિત્તનું જે બીજા કોઈ ન્યાત વીગેરે જે જમે છે તે કંન્યાના બાકી રહેલા શરીરના ભાગોનું માંસ જમે છે. આતે શું બ્રાહ્મણોનો ધર્મ કે મહાન્ અત્યાચાર. આવું તો પોતાનિ દીકરીનું માંસ તો કસાઈ પણ ન વેંચે કે ન ખાય. તેથી એ આપણુ ઉત્તમ વર્ણ તો વધીને જમણવારો અને બીજા શુદ્ર વ્યવહારો કરવાનેજ દોડી રહ્યા છીયે. આ—જે કાંઇ અનિતિયો થઈ રહી છે તે આપણી બુદ્ધિનું જ્ઞાન નાશ પામવાથીજ.

૭ આપણુ જમણવારો કરીને ભાંજગડીયા પંચાયતિયા થવાનિ આશાએ ગરીબોનિ ગરદન કાપીયે છીયે કેમકે સહુને મ્હોટા થવાનિજ ઉમેદ હોય છે છોટો કોણુ રહે જ્યારે

થોડાએક જણા ઘરના ફેરાવવાળા માલદાર હોય અને તે જો જમણવારો કરે એટલે જમવા આવનારો કાંઇ નવ મહિને ન જણ્યો હોય તેમ નહિ હોય તેપણ લાંબાનિ જોડે ટુંકો દોડે—મરે નહિ તો માંદો તો પડેજ. એટલે પછી ઘર વેંચે બળદ વેંચે કે દેણું કરે ચાહે બૈરોના દાગીના વેંચે કે પછી છોકરા છોકરી જે કાંઈ હોય તે વેંચીને પણ ન્યાતને તો જમાડી દે કાંઇ મ્હેણું ન સાંભળે એટલે જે કાંઇ પાપ કે અત્યાચારો થાય તે જમણવારોનો આરંભ કરનારો જે ધનવાન હોય તેના ઉપર તેનો બોજો પડે છે તે માટે જ—

भोजयेत्तु समृद्धोऽपि नप्रसज्जे तद्विस्तरे—

ગમે તેટલો ધનવાન હોય અને ખુબ સંપતિવાળો હોય તો તેણે પણ જમણો કરવાને પ્રવૃત્ત થવું નહિ—કેમકે ઉપર ગણાવેલા દોષો આરંભ કરનારને ભોગવવા પડે છે. માટે જમણવારોને છોડી દઇને બીજા ઘણાએ સુમાર્ગો છે જો કે ન્યાતને તો એક ટંકનું ખાણું છે અને કરનારને તો આભજમીન એક કરવી પડે છે. આપણ ધનવાન હોઇયે તો આપણી ન્યાતમાં ગરીબ અને વૃદ્ધ હોય કે કોઈ લુલાં લંગડાં હોય કે આંધળાં બહેરાં હોય કે જેના માબાપ મરી ગયા હોય એવાં અનાથ બાળકો આદીના ખાવા પહેરવાનો બંદોબસ્ત કરીયે તો તે શું પરોપકાર ન ગણાય કે

અને જ્યાં પાણીની તાણુ પડતી હોય ત્યાં જળાશય વાવ કુવા તળાવ ઇત્યાદી બંધાવિયે તો તે શુ પરો- પકાર નથી કે તે આપણુ જમણુવારો કરીને ગરીબોનું ખાણું આપણુ ખાઇ જઇયે. જો ગરીબો ભુખે અનાજ વિના ટળવળીને મરી જાય અને આપણુ મીષ્ટાન્ન ઉડા- વિયે તે આપણું જમવું બળ્યું કેમ નહિ. જો આપણુ મ્હોટા હોઇએ તો છોટાને ત્યાં જમવા ન જઇયે. તેમજ ધમકી કે દાબ દઈને જમણુવારો કરવાનું કહેવું એતો ન્યાતને કલંક જેવું તો ખરૂંજ કેમકે ન્યાત તો ગરી- બોનું પાલણુ પોષણુ કરે તોજ ન્યાત ગંગા કહેવાય માટે ન્યાતિ સુધારો કરવો એ સર્વ ન્યાતોના સમજુ સજ્જનોએ સોચવું જરૂરનું છે. જ્યારે કુવહેવારોના બોઝાઓ જો ગ- રીબ સ્થીતિના આપણા ભાઇયો ઉપરથી આપણુ જે સમજું અને સમર્થ છતાં એ ઓછા ન કરી શકીયે તો પછી આ- પણી બુદ્ધિબળનું પુરૂષાર્થ તે શા કામમાં આવશે.

૮ જમણુવારો કરવાથી આપણામાં કેટલો બધો કુસ- મ્પ વધિ પડયો છે આપણે એક એકને ધીક્કારીએ છેયે તીરસ્કાર કરીએ છેએ એક એકને બોલવાનો પણ અણુગમો થૈ ગયો છે. કોઇ અન્યાય અનિતિ કરે તેને આપણુ ન્યાત ગંગા પવિત્ર કરવાનું ધારીને તેનિ પાસેથી આપણુ જમણુ

જમી જઇએ તેથી કાંઈ તે પવિત્ર ન થઈ શકે અને આપણ તેના કરેલા પાપના ભાગીદાર બનીએ છેએ. પાપ કરનારે હત્યા કરી હોય તો તેને શાસ્ત્રનિ વિધિ કરાવીને શુદ્ધ કરવાના ઉપાયો આપણ નથી કરતા આપણે તો જમણ ઉપરજ ગુજરાન ચલાવવું છે. કોઇએ ગૌહત્યા કે બ્રહ્મહત્યા કે ગર્ભપાતાદી દોષો કર્યા હોય તેને આપણ જમણ લેને પવિત્ર નથી કરતા પણ તેને મદદ કરીએ છેએ કેમકે અન્યાય કરનારને કાંઈ પરમેશ્વરનિ એ બીક નથી તો પછી ન્યાત તે કયાં પાછળ પાછળ ફરવાનિ છે જે સર્વાંતર્યામિ સર્વને સર્વ વખતનું જાણવાનિ અને સીક્ષા કરવાની એ જેનામાં સર્વ સત્તા છે તેવા પરમાત્માને તો ચપટીમાં રાખીને મનને ગમતું કરવા જાય છે. જ્યારે પરમેશ્વરને સમજાવિ દેવાની જે જુક્તીયો કલ્પી રાખે છે તે શું જમણવારના દંડથી ડરી જવાનાં છે. એક જમણવાર આપીને પછી એને જેટલાં પાપ કરવાં હશે તેટલાં કરશે એ બધાએ જમણ જમનારાઓના ઉપર બોઝો ચઢવાનો. વાસ્તે જમણ ન લેવું કે ન દેવું પણ ભુલથી થઇ ગયેલા પાપને તો પાપીજ જ્યારે શાસ્ત્રવિધિથી સમજીને પ્રાયશ્ચીત કરાવિ દેને ફરી તે કોઇ દીવસ ન આચરે તો તે પાપથી છુટી શકે. કાંઇ બારે મહીને શ્રાવણીની હેમાદ્રી સાંભળવિ અને પાપ કરતાંજ જવું જમણો આપતાં જવું તેથી કાંઈ પાપ છુટતું નથી.

ગરીબ લોકોના નીસાસાનું જમણુ તો છે માટે ગરીબોના તરફ જરા ધ્યાન જરૂર દેવું જોઇએ જેને સુઝ નથી પડતી તેતો દેખાદેખજ કર્યાં જાય છે. લાભ હાની કે સુખ દુઃખની ખબર નથી મ્હોટા ભાઇ કરે એટલે છોટા ભાઇને ચુંબાઈ (શરમાઇને) કરવુંજ પડે કોઈ ખુશીથી નથી કરતું ન્યાતનો કર સમજીનેજ કરે છે. છોકરાનો ઉપવિત્ત સંસ્કાર કરવાનો આવતાં પહેલાં વિધિની ફીકર તેને નથી પણ જમણવારની ફીકર થૈ પડે છે તે કારણુથી આપણા કેટલા એ ભાઇઓ તો ૧૫–૧૬ વર્ષના એ ઉપરના જે વ્રાત્ય ( શુદ્ર ) સંજ્ઞાના બાળકો પણ હોય છે. કંન્યાની બાબતમાં પણ લોક રૂઢીના ખરચા કરવાનું સાધન ન મળવાથી રજસ્વળાયો થાય છે તેટલુંજ નહિ પણ કેટલેક ઠેકાણે તો કુમારીકાઓને બાળક પણ અવતરે છે અથવા સગર્ભા થવાના કારણુથી આત્મહત્યાઓ કરવિ પડે છે આ બધુએ દોષનું પાત્ર ગરીબોના પ્રાણ લેનારી પીશાચણી લોક રૂઢીયો અને ન્યાતિ જમણવારો છે.

આપણ ખેતિ વેપાર ધંધ કરીયે છૈયે. પરદેશથી ઓછામાં ઓછા એકેક જણ દશ દશ હજાર રૂપીયા કમાઇને લાવ્યા છૈયે. છતાં એ આજે તો બસો પાંચસો તો દેણાના આપણા ઉપર રામ ચઢે છે. તે પણ ડાકણીજ સવનું લોહિ પી ગઈ છે. સરકારનો કર વેરો (વરાડ) પણ

ભરવાનિ તજવિજ આપણુ નથી કરી શક્તા સરકારના તુચ્છ નોકરો આજે આપણુને તવા કરે છે માર મારે છે મા બેન ઉપર પલાણુ માંડે છે. આપણા છોકરાઓને તો ઘી દુધનો છાંટાએ દેખાડતા નથી પણ સરકારી. એલકાર (અમલદાર) કે પરોણો આવે છે તો માલ મલીદા ઘુટાવવા પડે છે. એ બધુએ આપણામાં બુદ્ધિના ટાટા પડવાથી વધ્યું છે. વેપારી લોકો ધર્મ અધર્મ કાંઈ વિચારતા નથી. ગમે તેની એઠી જુઠી વસ્તુઓથી આપણુને ભ્રષ્ટ કરે છે. આજકાલ ગોળ બનાવનારા અડદનો લોટ ભાથામાં નાખે છે તે ગોળ બનાવતિ વખતે એઠવાડો બનાવે છે જે લાકડા વડે હલાવે છે તે લાકડે જીભ વડે ચાટે છે. દીશા જંગલ ફરી આવિને હાથ પણ પુરા ધોતા નથી અને જે વાશણુથી શૌચ ( હગવા ) ગયા હોય તેજ પાત્રથી પાણી નાખતા જોઇએ છૈએ. પણ આપણા ખેડુત ભાઇઓ આળસુ થયા અને નોકરોથી કામ લેવા માંડયું તેથી આવો સમય છે. આપણા વડીલો જાતે બધુએ પકવતા હતા તેમ ખેડુતો પણ પવિત્રતા પાળતા હતા—આપણા વૃદ્ધાના જેવું આપણામાં બળબુદ્ધિનું કાંઈ પરાક્રમ નથી રહ્યું ત્યારે તેમના કરતાંએ આવા સાંકડા વખતમાં ખર્ચાઓ કેમ વધારતા જૈયે છૈએ.

૯ જમણવારોનો મ્હોટો વિસ્તાર કરવાથી આપણુ

પાણી નથી ભરી શકતા તેથી પાણી શુદ્રો ભરે છે વળી જે મદીરા માંસનું સેવન કરનારા છે તેમનું ભરેલું પીવું પડે છે તે નાહ્યા ધોયા વિનાના એઠવાડાંજ શરીરવાળાં હોય છે રસોઈ બનાવવાના વાશણો પણ શુદ્રોજ માંજે છે બહુધા તેમાં એઠું હોયજ છે.

આવા અનેક પ્રકારે ભ્રષ્ટ થઈ રહ્યા છૈએ દેહ દ્રવ્ય અને આત્માનો નાશ આપણા હાથે કરીને કરી રહ્યા છૈએ.

જે વખતેં આપણ ખર્ચો કરીએ છૈએ તે વખતેં તો લક્ષાધિપતિ ના થીએ વધિને મ્હોટા રાજા ના થીએ ન થઇ શકે તેવા કરવાને હિંમતદાર બની જૈયે છૈએ અને આજ કાલના વિપરીત વખતમાં ધનાઢયોના પગ ધ્રુજી જાય તેવા ખર્ચાએ આપણ હોશ ભેર કરીયે છએ.

અને જે વખતેં છોકરાઓને ભણાવવાનું હોય છે તે વખતેં તો બીલકુલ નિરધન ગરીબી હાલતની નાદારીના નમુનાનું પુતળું બની જૈયે છૈએ. છોકરાને જનોઈ દેવું પડે છે તો આઘા પાછા થઇને યજમાન રાજાને ખોળતા ફરીએ છએ. કંન્યાદાન દેવાને માટે ઉઘરાણા કરીયે કે લોકોની પળશીઓ (ખુશામત) કરીએ છીએ કે ટેલ નાખીએ છીએ. તેવું કંન્યાદાન અને ઉપવિત્ત ન દઇયે અને શક્તિ પ્રમાણે વિધિથી કરી દઇએ તો કાંઈ પાપ લાગે ખરૂં કે

તેવું તો આપણને શરમ ભરેલું લાગે છે. આપણા આવા અનેક ઉંધા ધારા લોક રૂઢીઓને લીધે વધારી બેઠા છીએ તેવા પાપોના યોગે ઉંધું છતું આપણું થાય છે.

આપણ જરાએ ઇશ્વરથી તો ડરતાજ નથી અને ધરેલું પાર પાડવા જોઈએ છીએ તે પરમેશ્વર કેમ સાંખી રહેશે. જે જગતના ગુરૂ બ્રાહ્મણોજ ન કાંઇ પરોપકારના કામો કરીને પરમાત્માનું આરાધન કરીએ ત્યારે તો આપણને પણ સુખ નહિ મળે અને જગતના પ્રાણીઓનો પણ દુઃખી સ્થિતિનો વખત આવિ રહ્યો છે એ બધુએ બ્રાહ્મણોના ઉપર નિર્ભર છે કેમકે બુદ્ધિબળ અને આત્મજ્ઞાનનું બળ આપણામાં નથી. તેથી અનેક પાપો આપણામાં અને જગતમાં વધિ રહ્યાં છે તે કારણથી દુઃખો પણ વખતને અનુસાર વધિ રહ્યાં છે. હરિ તે સામું કેમ દેખે.

( હરિગીત છંદ )

[1]જન કઇ ચહે પ્રભુ કઈ ચહે એ ભેદ પડતો શાથકી;
તે જ્ઞાન જો લવ હોય નહિ કહુ થાય સઘળું પાપથી. ૧
હું અને મ્હારૂં વળી આ અન્ય મ્હારા ભાઈનું;

૧ મનુષ્યો સુખને ઇચ્છે છે અને પ્રભુ દુઃખ કેમ મોકલે છે કે પાપો કરનારને ધારેલું સુખ નથી મળતું પણ અણુ ચિંતવ્યું દુઃખનું ફળ આવે છે. ૨ બીજાું. ૩ એ પરમેશ્વરનો ભરૂસો નથી તો રક્ષણ કોણ કરે. ૧ બેરી.

આતો અમારા મીત્રનું આછે સગા વેવાઇનું. ૨
એમ કહે છે જન સહુ પણ કહે ન ગુરૂ કીરતારનું;
કોને પછી રક્ષણ કરે એ[1] કેમ અન અધિકારનું. ૩
ધન માલને ધાન્યો ઘણાં મળતાં એ પ્રભુ કયાંય છે;
લવ નવ બીહે પાપો થકી કે ન્યાય શું અંન્યાય છે. ૪
ખાવા મીઠા મેવા ભલેરા પૂત્ર દારા સંગમાં;
ગરીબને નવ રોટલો કે વસ્ત્ર નવ દે અંગમાં. ૫
કિર્તિ તણા વળી કંઈક પુંન્યો લોકલાજે જો કરે;
ગાજી મરે છે મેઘસમ આવુંતો રાજા નવ કરે ૬
દુઃખો પડે ધન નાસતાં કે વાંક પ્રભુનો ઝટ ગણે;
તોએ ન અટકે જમણ કરતાં પાપનો ભાગી બણે. ૭
સહુ વાતનો એ સાર છે કે માનવિ સુખ બહુ ચહે;
પ્રભુને ગુરૂ નવ રીઝવ્યા તો દુઃખ પડતાં તુરત છે. ૮

આપણા હાથમાંજ સુખ દુઃખ બન્ને છે જો દુઃખો મટાડવાનો ઉપાય આદરીયે તો તે દુઃખો દુર થઈ જશે અને આપણ સહુ સુખી થઈએ પણ—

કરજ ના કરી દામો જમણ સારાં બનાવિને;
જમ્યા જો સંગ સ્નેહિમાં જમ્યા તે ના જમ્યા જેવું.

માટે આવા સાંકડા અને મોઘા વખતમાં મ્હોટા ખર્ચ હરેક પ્રકારના કાઢી નાખીએ તો આપણ સહુ આરા-

૧ પરમાત્મા. ૨ સ્ત્રિ.

અથી સુખમાં રહીએ. ન્યાતને તો એક ટંકનું વાળું (સાંજનું ભોજન) કરવાનું હોય છે પણ જમણ કરનારાને તો ઘણો ભારેજ બોઝો થઇ પડે છે માટે જીભના સ્વાદને લીધે આપણા ગરીબ જ્ઞાતિ ભાઇઓનો દુર્દશાનો વખત આપણુ લાવિ રહ્યા છિએ. જો હજારો વર્ષો સુધિ મિષ્ટાંનો જમીએ તોએ સંતોષ શાક રોટલાના જેવો તો કદાપી થવાનો નથીજ. જેમકે દાંત પડી ગયા હોય તોપણ ધાણી ચણા કુટી કચરીને ખાવાનું મન દોડે છે—પણ સંતોષ નથી વળતો. તે માટે સમજીને ઓછા ખર્ચો કરીશું તો પરીણામે સર્વને સુખજ મળશે.

---

# પ્રકર્ણ ૮.

## ( મરનારને રોવું નહિ પણ કર્મ કરવું. )

પરમાત્મા આપણા ઉપર પ્રસન્ન રહે તેવાં કાંઈ કામો કરીએ તો આપણને સુખ મળે. સુખ કાંઈ ન્યાતોના જમણો આપણુ જમી જઇએ તેમાં નથી કે તેથી પરમેશ્વર રાજી રહેવાના પણ નથી. સુખ કાંઈ લોક વેહેવારની રૂઢીયો કરવાથી મળવાનું નથી સુખ મેળવવાનું તો આપણુ એકે સાધન નથી કરતા અને દુઃખના ઉપાયો તો ઘણાએ રચ-

તાજ જોયે છૈએ. આપણુ સાંકડા વ્યવહારોનિ ચિંતામાં તો મરનારૂં પણ અવગતિને પામીને ભુત પ્રેત કે ચુડવેલ થાય મરતિ વખતે અનેક છીકરો ભરાય ઘરમાં તો ગુજરાન્ ચ-લાવવું એ મુશ્કેલ પડ્યું હોય અને છોકરાં બે ચાર રખ-ડતાં હોય તેવિ હાલતમાં મરી જાય પણ ન્યાતને કાંઈ દયા કે વિચાર આવતોજ નથી. મરનારને રોવે કે ન્યાતને ખવડાવવાનું રૂચે વળી કોઈ સગાં સપુત હોય તે તો બી-ચારી બૈને કાંઈક સમજાવિને પરાણે પણ બેઠી કરીને દશ ચોખળાં કે ચોરાશી કે ચોવાડનું ઉભું કરાવે જાણે વિવાહ આદર્યો હોય તેમ ધામ ધુમ ચલાવે એટલે મરનારની મો-કણ મંડાય કે જીવતું બાકી ઘરમાં રહ્યું હોય તેનિ મંડાય જો આપણામાં બુદ્ધિ રહિ હોય તો આ વાતનો ઘણો ઉંડા વિચાર કરી જોઇએ આપણુ મરનારને કેટલું સુખ કરીયે છૈએ કે જે શાસ્ત્ર કારાએ સખત મનાઈ કરી છે તેને તો હોશનિ સાથે ઉંમરકા ભેર કરીયે છૈએ અને તેવું ન કરીયે તો લોકોમાં જે ડાહિ અને શાણી ચતુર બૈરીયો હોય તે આપણી વાતો કરે એટલે આપણુ પાછા શમાઈ પણ જઇએ અને બૈરીયોના ભેગું આપણે પણ તાલ સુર પડતું રોવાનું જરા મેળવિ આપીએ.

આપણા સુખ અને આબરૂમાં અને સ્ત્રિયોના ધર્મમાં આપણુ હાથે કરીને ધુળ નાખીએ છૈએ પ્રીય બન્ધુઓ જરા

વિચાર કરી જોશો તો સમજાશે કે પુરૂષો તો હીમાળેજ ગળી ગયા હોય તેમ આપણી સ્રીયોની ભવાઇને આપણુ જોઇને સ્થગીત થઈ રહીયે છૈએ અને બૈરીયોને સ્વતંત્રપણું સોપી દીધું છે આપણા ધર્મના નિયમોથી કેટલું બધું ઉલટું હોય છે. રડવા કુટવામાં સ્ત્રિયોનો ફરજીયાતજ ધર્મ આપણે સમજી રાખ્યો છે. તેમાં આપસમાં સ્ત્રિયો કેટલીક તો અપવિત્ર હોય છે. કોઈ રજસ્વળા તો કોઇ સગર્ભા તો કોઈ સુતકી વિગેરેના નિયમોને છોડી દૈને રડયા કુટયા વિના તો ચાલેજ નહિ ભલે અભડાઇ જવાય કે ભલે ગર્ભમાં રહેલા બાળકને હાની પહોચે કે છાતી પાકવાથી ખરાબ દુધ બાળકના પીધામાં આવે કે ચીકણા રોગો પણ ભલે થાય મરનાર મોતે મરે તો આપણે કમોતે મરવાનું આદરીયે એ બધું થાય છે તે શાથી કે આપણી બુદ્ધિ ચરવા ગઈ છે તેમાંથી અનર્થો ઉપજે છે. જો બૈરીયોને રડતાં ન આવડતું હોય તો ઉમેરી આપીને આપણ કેવા મદદગાર બન્યા છૈએ જેથી આપણી બૈરીયો શુરવિરપણું આપણુને ભજવિ બતાવે છે.

( ગજલ ) ૧

ટેક. બનિ છે બૈરીઓ શૂરી.

ગુમાવિ લાજતો ઘરની, તજાવિ એશ પણ [૧]સંધિ;
નઠારી રૂઢીયો કાઢી બની છે બૈરીઓ શૂરી.

---

૧ બધિ.

કર્યો છે કાણુનો ધારો, જનમ તેમાં ગુજાર્યો છે;
જુઓ આ શું સુધારો છે. બની છે બૈરીઓ શૂરી. ૨
કુટી ભાગે કેવિ છાતિ, [1]રૂધિરનિ ધારથી ઝરતિ;
સગાઈ કે પૂરી પીડા. બની છે. ૩
જોરના શોરમાં આજે, વસ્ત્રનું ભાન પણ ક્યાં છે;
[2]પયો ધરતો ઉછળતાં. બની છે. ૪
કેશનો વેષ પણ જોશો, કુદે તો ભૂતનિ [3]ભગનિ;
શરમ એ ચોટે જણાતિ. બની છે. ૫
હાય ને હોયના શબ્દો બરોબર સુરમાં થાતા;
ગવાતા રાજીયા હોંસથી. બની છે. ૬
પ્રભાતે તો પ્રભાતિ ગવાતિ રોજના નિમે;
સાંજનો વખ્ત ના ચૂકે. બની છે. ૭
તજાવિ આ રિવાજોને, કરાવો કામ કંઇ ઘરનું;
[4]અગર તો પાઘ બંધાવો. બની છે. ૮
કહ્યું જો ના કરે નારી, જીવ્યા તો ના જીવ્યા જેવા;
થયા શું મર્દ સૌ [5]મેરી. બની છે. ૯
[6]મરણના નામને રોતું, નારાયણ નામ ના લે તું;
કરીને શોક સંતાપો. બની છે. ૧૦

સં. ૧૯૭૧—સુરત.

૧ લોહિ. ૨ સ્તન. ૩ ચુડવેલ. ૪ ભલે આખી મરદ બનાવો પણ રડવાનું બંધ કરો. ૫ બૈરી ૬ સવારમાં પ્રભુનું નામ લેવા સમય હોય કે રડવાનો.

આપણી આધિ સ્થિતિમાં ઘરનો તાપો ચાલે છે જે પ્રેમશાયો આનંદ અને સુખશાંતિનું સ્થાન છે તે આજે ઉદ્વેગ દુઃખ અને શોકનું પાત્ર આપણુ બનાવિ રહ્યા છેએ સુખ તે ક્યાં થઇને નજરે પડે કેમકે જેને જેવિ અભીલાશા હોય તેને માટે તે તૈયાર છે. સુખની આશા આપણને હોય તો આનંદમાં રહિયે ને પ્રભુનુ નામ લયે અને શોક ઉદ્વેગ કરવાથી તો પ્રભુ દુર રહે છે એટલે દુઃખોજ આવે જેમ જેમ આપણુ રડાશું કુટીશું તેમ તેમ પ્રભુ વધારેજ રડાવશે અને કુટાવશે. કેમકે—

मामात्म परदेहेषू प्रद्विषं तोऽभ्य सूयकाः

( ગીતા અ. ૧૬–૧૮ )

પરમાત્મા કહે છે કે હું સર્વના દેહમાં આત્મારૂપે રહેલો છુ તેને પોતાના દેહને વિષે કે પારકાના દેહ વિષે જો કોઇ તીરસ્કાર કરે છે તો—

तानहं द्विषतः क्रुरान.

તેવા ક્રુર મનુષોને હું આસુરી ગર્ભોમાં વારંવાર નાખીને શોક સંતાપોજ કરાવું છું. અર્થાત્ રડવા કુટવાથી તો દુઃખો પેદા થાય છે અને સુખ તો બ્રહ્માનંદમાંજ છે.

ખરી રીતે તો આપણુ રોતાજ નથી કે જે પરમાત્માનો આત્માને મેળો કરયો છે.

હરીને હેતથી મળવા રોવું ના પ્રેમનું આંવ્યું;
રડયા જો કાંણુ કુટીને રહયા તે ના રડ્યા જેવું.

રડતું કોઇ નથી આતો ગીતાં ગવાય છે; વિવાહમાં ગાવાનું અને જમવાનું હોય છે. અને મરણ ક્રીયામાં પણ ગાવાંનું ને મીષ્ટાન્ન ઉડાવવાનું હોય છે. મરનારનો શોક રંજ કાંઈ કોઇએ કરતુંજ નથી જો કે રંજ હોય તો ગીતાં ન ગવાય અને ગોળ ન વપરાય કેમકે વિવાહમાં એ ગોળ વપરાય છે અને મરણ ક્રીયામાં પણ વિવાહથી વધારે ધામધુમ મોજ ઉડે છે ત્યારે વિવાહ અને મરણનો ફેરફાર શો છે જો મરણનો શોક માનીયે તો ઘેશ કેમ ન રાંધિયે જેને શોક થઈ ગયો હોય તેનો જન્મારો બગડી ગયો હોય તો જન્મસુધિ ગોળ કેમ વાપરીયે મરનાર તે ગોળની ગાંગડીથીએ સસ્તો કે જેની પાછળ એટલુંએ ન છોડી શકીયે.

પ્રશ્ન—જેને રંજ હોય તેતો ગોળ ન ખાય પણ જમણુ તે કાંઈ ગોળ વિનાનું શી રીતે થાય. અને રોયાવિના તે કેમ ચાલે.

ઉત્તર—જે જનમ સુધિ ગળ્યું ન ખાય તો તેનો રંજ તે મરનાર પાછળ કર્યો તે ખરો ગણાય પણ રડવાનું કાંઈ

કામજ નથી આપણુ રડીયે તેથી કોને લાભ છે નથી મરનારને અને નથી રડનારને સુખ કે લાભ.

यदीवर्ष सहस्राणि शोचंते हर्निशंनराः ॥
तथापी नैवनिधनं गतो द्रश्येत कर्हिचित् ॥

( ગરૂડ પુરાણુ અ. ૧૧-૫ )

જો હજારો વર્ષ સુધિ રાતર દીવસ શોચ કરીને રોયાં કરીયે તોય મરી ગયેલું તો દેખવા મળનાર નથી ચાહે તેની સાથે મરી જૈયે તોય ભેળો ન થાય માટે રડવું વૃથા છે તેટલુંજ નહિ પણ આપણુ મરનારને દુશ્મનની ગરજ સારીયે છેયે. કેમકે—

श्लेष्माश्रु बांधवै मुक्तं प्रेतो भूंक्ते यतोवशः ॥
अतो न रादी तव्यंहि क्रियाः कार्याः स्वशक्तितः

( ગરૂડ પુરાણુ અ. ૧૧-૪ યાજ્ઞવલ્કય આશૌચ પ્ર. ૧-૧૧)

જે ભાઈ ગોત્રિ કે સગાં વ્હાલાં મરનારને રૂવે છે અને જેટલાં આંસુ લાળ લીંટને (વાળ) વિગેરે જે કાંઇ નાખે છે તે મરનાર પ્રાણીનિ અન ઈચ્છાએ (અણગમાથી) બળાત્કારે ખાવું પડે છે તે માટે ( જો મરનારાનું ભલું ઈચ્છનારાં હોય તેણે તો કદાપી) નજ રોવું જોઇએ કે ન લીંટ લાળ ને વાળ આપીએ મરનારાનાં પુરાં શત્રુ હોઇએ તો લાળ લીંટ વાળ (વિગેરે ખવરાવિયે) અથવા બ્રહ્મભોજન કે પિંડદાન

દેવાનિયે શક્તિ ન હોય તો લાચારીના કારણથી પછી એમ રોવું જોઇએ કે અરેરે મારી પાસે કાંઈ વસ્તુ નથી કે મ્હારા પીત્રુ ઓ તે નિરાશ થઈ નિસાસો નાખીને જશે અર્થાત જો બનિ શકે તો શાસ્ત્રનિ વિધિ પ્રમાણે ક્રીયાકર્મ પોતાનિ શક્તિને અનુસાર કરવું પણ રડવું તો નહિજ રડવાનું છોડી દેને તે પ્રાણીને કાંઈ પહોચે તેવું ક્રીયાકર્મ ( શ્રાદ્ધ સારવું ) અને ઉપર છટ્ટા પ્રકર્ણમાં બતાવ્યા પ્રમાણે ત્રણ કે એક બ્રાહ્મ-ણને આમંત્રણ કરવું.

एकैक मपी विद्वांसं दैवे पित्र्येच भोजयेत् ।
पुष्कलं फल माप्नोति नामंत्र ज्ञान्बहू नपि ॥

મનુ. અ. ૩–૧૨૯

દેવ અને પીત્રુ કર્મમાં એક પણ વિદ્વાન બ્રા-હ્મણને જમાડે તો તે ઘણા ફળને પામે છે. પરંતુ વેદહિન ( જ્ઞાન વિનાનો કે ગાયત્રિ પણ ન આવડતિ હોય તેવા ) તો ઘણાએ જમાડે પણ તેથી કાંઈ ફળ મળતું નથી.

सहस्रं हि सहस्राणा मनृचां यत्र भुञ्जते ।
एकस्तान्मंत्र वित्प्रीतः सर्वानर्हति धर्मतः ॥ १३१ )

પવિત્રાચારથી રહિત વેદ વિનાના જો દશલાખ બ્રા-હ્મણ જમાડે તો એકને જમાડયા જેટલું પણ ફળ નથી મળતું પરંતુ સદાચારી વેદવેત્તા એકનેજ જમાડે તો દશ–લાખ બ્રાહ્મણ જમાડયાનું ફળ મળે છે.

ज्ञानोत्कृष्टाय देयानि कव्यानिच–हविंषिच–१३४ )

ઉત્તમ જ્ઞાનવાનનેજ દેવ પીત્રુના કામમાં લેવો અર્થાત તે શીવાય બીજાને દાન દેવું કે બ્રહ્મભોજન કરાવવું તે વૃથા છે દેવપીત્રુને પોંચતું નથી.

વાસ્તે પવિત્ર જ્ઞાનવાન બ્રાહ્મણને નોતરીને વિધિવત્ પુજા કરવિ અને તે બ્રાહ્મણ જમે તેટલુંજ રાંધવું. પીત્રુ-ઓને વાસ્તે ગોળજ વાપરવો ખાંડ નહિ વાપરવી અડદની દાળ ભજીયાં બાકળા દુધ વિગેરેથી તેમને ત્રપ્તિ થાય છે. કદાપી બ્રાહ્મણને જમતાં વધે તો તે અનાજ કાગડાઓને કે ગાય કુતરાંને ખવડાવિ દેવું પણ બીજા માણસને ન ખ-વડાવવું પોતાને માટે બીજું ન્યારૂં ભોજન બનાવવું. આ ટુંકી વિધિ સમજવિ વધારે જાણવું હોય તો યાંજ્ઞવલ્કય-સ્મૃત્તિ પ્રકર્ણ ૧૦–૨૧૯ માં અને પારાશર સ્મૃત્તિ અધ્યાય ૧–૫૮–૫૯ માં અને ધર્મસિંધુ પટલ ૩) પૃષ્ટ ૧૦ માં વિસ્તાર પૂર્વક બતાવ્યું છે તે જોઇ લેવું. ખાર અને કાંટા વિનાનિ ભોંયમાં વાવેલું ઉગે છે તેમ સત્કર્મ કરનારો દુર્વ્યસ નોને ન કરનારો હોય તેવો બ્રાહ્મણ સમજીને જમાડે કે દાન આપે તો તે ફળ ઉગે છે પણ ખારવાળી જમીનમાં વાવેલું પાછેરે પાછું ન વળે તેમજ મૂર્ખ દુરાચારી વ્યસની બ્રા-હ્મણમાં સમજી લેવું.–જે કાંઈ કરવું તે વિધિવાળાં કર્મમાં

તો વિધિથીજ કર્યે પોંચશે. જેમ કે પોષ્ટના નિયમ પ્રમાણે શરનામુ કરીનેજ પત્ર પેટીમાં નાખીયે તો તે ધણીને પહોચે પણ શરનામુ નહિ કર્યુ હોય ને નાખીયે તે કોને પોહોચે અર્થાત નહિ પહોચે તે માટે ઉપર બતાવેલા પ્રમાણોને અનુસરવું પણ જમણવારો કરવાનું તો ક્યાંયે જડતુંજ નથી તેમ રડવા કુટવાનું એ જડતુ નથી જે ઉટાંગ હોય તેને બ્રાહ્મણોએ તો જરૂર છોડી દેવું જોઇએ. બ્રાહ્મણપણા નિ ગત્રિમાં તો ત્યારેજ ગણીયે કે લોક રૂઢીને છોડી દઇને શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે કર્મ કરીયે તો તેમાં સુખ અને લાભ સમાયલો છે તેમ જો ન કરીયે તો સુખ કે લાભ કાંઇએ નથી મળતું અને બુદ્ધિ વિનાના અથડાઇએ છીએ. તે માટે મન બુદ્ધિનો ધર્મ શું છે તે વિચારી ચાલવું.

## પ્રકર્ણ ૯.

### ( ભ્રષ્ટતાથી વર્ણાશ્રમ એકેઆરે )

૬ દેહનો ધર્મ—તેમાં પણ બુદ્ધિનિ તો પૂરી જરૂર છે જો આપણામાં બુદ્ધિ હોય તો દેહના સુખને જોઇને ખુશી ન થઇએ કે દેહના દુઃખથી ન રડીયે. પાપ અને પુન્ય બન્ને સમતુલ થવાથી માણસનો દેહ મળે છે વધારે પાપ થવાથી પાપયોનિ ( વાઘ વરૂ રીંછ અસુર પીશાચ ચુડેલ મગર બગલાં કાગડા વિગેરે ) નો દેહ મળે છે. અને

વધાર પુન્ય વધે તો દેવયોનિ ( બ્રાહ્મણ બ્રહ્મજ્ઞાનિ સુધર્મિ રાજા પરોપકાર કરનારા વિગેરે વિગેરે ) નો ઉત્તમ દેહ મળે છે. પુન્ય અને પાપનો જે દેહ બંધાયલો છે તે દેહને પુન્યનું સુખ ભોગવવું પડે ત્યારે પાપનું દુઃખ પણ ભોગવવુંજ પડે ( શરીર નિરોગી હોય તે પુન્યનો પ્રતાપ અને સદાએ રોગગ્રસિત શરીર રહે એ પાપોના યોગે ) તેમાં સુખથી હર્ષ ન થવો જોઇએ અને દુઃખથી ઉદાસ થઇને રડવું ન જોઇએ. પાપ પુન્યનિ અવધિ પુરી થઈ કે શરીરનો તાપો વંખેરાઈ જવાનોજ—

જેનું પુન્ય કર્મ આગળ વધતું જાય છે તેનેએ પણ દુઃખ તો ભોગવવાનું ખરૂં અને જેનું પાપ કર્મ આગળ વધતું જાય છે તેનેએ પણ સુખ ભોગવવાનું તો હોયજ છે પણ જે વખતે સુખ ભોગવાઈ રહ્યું અને બાકી રહેલુ દુઃખજ ભોગવવાનું આવે તો ત દુઃખોને મટાડવાને એક પરમેશ્વર વિના બીજું કોઈ પણ બેલી થાય તેમ નથી અને પરમેશ્વર પણ ધર્મ પાળ્યા વિના તો સહાય કદાપી નજ કરી શકે.

आचारः प्रभवो धर्मे धर्मस्य प्रभू रूच्यते. ( વિષ્ણુ સહસ્ર )

પવિત્રાચારથીજ ધર્મનો પ્રાદુર્ભાવ ( જન્મ થાય ) છે અને જયહાં ધર્મ છે ત્યહાં પરમાત્માની પ્રસન્નતા રહે છે અને જયહાં પ્રભુની કૃપા હોય છે ત્યાં સુખ સંપત્તિના ઢગલા હોયજ

प्रश्न—ત્યારે વર્તમાન સમયમાં આપણને અનેક દુઃખો કેમ આવિ રહ્યાં છે.

उत्तर—આપણામાંથી ધર્મ જતો રહ્યો તેથી અનેક સંકટો આવે છે.

प्रश्न—ધર્મ કેમ જતો રહ્યો છે.

उत्तर—આપણુ પવિત્ર આચારને નથી પાળતા તેથી ધર્મ સ્વર્ગે ગયો છે અને ધર્મ સ્વર્ગે ગયો એટલે પરમાત્માએ કાને હાથ દીધા છે. એટલે આપણી ફરીયાદો કોણ સાંભળે અને આપણાં દુઃખો તે પરમેશ્વર વિના બીજું કોણ મટાડે.

## दोहा.

सुखमे सुमरण नाकीयो दुःखमे कीयो याद ।
कहे कबिरता दासकी कोन सुने फरीयाद ।

જયારે સુંખ સ્વતંત્રતા હતિ ત્યારે તો કોઇ દીવસ ઘડીભર પરમાત્માનું સ્મરણ કર્યું નહિ ( અને નકામાં લોક નિંદાના ગપ્પાં મારતા ફર્યા ) ત્યારે દુઃખમાં સહાય કરવાની અરજી કરે તો તેવા દાસની અરજી પરમાત્મા નહિજ સાંભળે–વર્તમાન સમયમાં આપણી સ્થિતિ તેવિજ છે તેથી દુઃખો આવિ રહ્યાં છે.

चतुर्णामपि वर्णाना माचारो धर्म पालकः ।
आचार भ्रष्ट देहानां भवेद्धर्म पराङ मुखः॥
( પારાશર અ. ૧–૩૬ )

ચારે વર્ણોના ધર્મનિ પરિપાલના કરનારો આચાર જ છે. કેમકે જે પવિત્રાચારથી શરીર ભ્રષ્ટ રહે છે તે દેહોથી ધર્મ પણ દુર રહે છે ( અર્થાત પરમાત્મા પોતે પવિત્ર છે જેને અલ્લાપાક કે પવિત્ર પરમાત્મા કહિયે છીએ તેને પવિત્રતાજ ગમે છે જે પવિત્ર તન મન અને આત્માથી રહે છે તેનેજ તે પરમેશ્વર સુખશાંતી આપે છે ) આજે આપણ શરીરથીજ કેટલાબધા મેલા છીએ તો મન અને આત્મામાં કેટલો મેલ ભરી રાખ્યો હશે તેને તો તે અંતર્યામિજ જાણે છે—શરીર શુદ્ધના આચારને પણ આપણતો પાળી નથી શકતા એનો ત્યાગ ન કરવો જોઈએ તેને તો આજે અડકીયે છીએજ.

चैत्यवृक्ष श्चितियूप श्चांडलः सोमविक्रयी ।
एतांस्तु ब्राह्मणः स्पृष्ट्वा सवासा जल माविशेत् ॥
( પારાશર અ. ૧૨–૨૭ )

સ્મશાનમાંનું ઝાડ. ચિતા. યુપ (યજ્ઞસ્તંભ) ચાંડાલ અને સોમરસને વેચનારો એટલાનો બ્રાહ્મણે સ્પર્શ ન કરવો. ( અડકવું નહિ ) કદાચીત્ અડકી જવાય તો વસ્ત્ર બોળીને

નહાવું જોઇએ તેમાંનું આજે આપણુ કશુંએ પાળીએ છેએ. કે જ્યારે બજારમાં જેયે છેયે કે મેળામાં કે અદાલતમાં કે રેલગાડીમાં ત્યારે ઢેડ ભંગી ચમાર ઈત્યાદીને અડક્યા વિના રહેતાજ નથી તો પછી આપણો ધર્મ તે ક્યાં રહ્યો છે.

પ્રશ્ન—વર્તમાન સમયમાં તો મહાત્મા ગાંધિજીએ અ-સ્પૃશ્યતાનેજ કાઢી નાખવા માંડી છે અર્થાત ઢેડ ચમાર ભંગી આદી જે અંત્યજ વર્ગ છે તેનિ સાથે એકયતા જે ન કરે તે પાપી ગણાય છે એવા ઠરાવો કર્યા છે તેનું શું કરવું.

ઉત્તર—ગાંધિજીના ઠરાવો થવાં પહેલાં તો આપણુ ક્યા-રનાએ એકમેક થૈ ગયા છીયે.

પ્રશ્ન—એ વાત તો ખોટી છે એકમેક થઈ ગયાનો શો પુરાવો છે.

ઉત્તર—સબુત પુરાવા તો દફતર અદાલતોમાં હોય છે પણ ધર્મના વિષયોમાં તો આપણુ નજરે જોઈ રહ્યા હો-ઇએ કાને સાંભળતા હોઇએ અને પંડે ( જાતે ) ભોગવતા હોઇએ છતાંએ ન કબુલ કરીયે કે આપણી ભુલ આપણુ ન સુધારીએ તો પુરાવાથી પણ શું લાભ થવાનો છે સહુ કોઈ સમજી શકે છે છતાં થોડાએક પુરાવા સારાંશમાં વિચે પ્રમાણે છે તેમાં સમાવેશ કરી લેવો જરૂરનો છે. પ્રત્યક્ષ પુરાવો અને અનુભવ અને અનુમાન પુરાવો એ ધર્મમાં પ્ર-

માણ ગણેલા છે. આપણુ સર્વેય દવાખાનાનિ દવા ( ઔષધિ ) યો વાપરીયે છૈયે જેમાં ચર્બિ માંસ હાડકાં અને દારૂ ભેળવેલાં હોય છે. તે પાણીનિ શીશીયો પણ અંત્યજો નિજ ભરેલી કે અડકેલી તો હોયજ છે. તેટલુંજ નહિ પણ મુસમાન અને અંગ્રેજો ઈસાઇયોની બનાવેલી હોય છે તેને આપણુંજો ઉત્તમ વર્ણમાં હોઇએ તો કદાપી નજ વાપરી શકીયે.

પ્રશ્ન—ત્યારે શું રોગીને દવા કય નિના મરવાજ દઇએ.

ઉત્તર—દવા કરવાથી જો કોઈ જીવિ જતું હોય તો પ્રીય બાળક અને જુવાન જોયને કદાપી મરવા નજ દઇએ—જીવવું મરવું એ તો દેહનો ધર્મ છે ( ગીતા. ૨—૨૭ ) છતાં એટલી ધિરજ ન રહિ શકે તો સુંઠ. મરી. અજમો હરડે. વિગેરે વિગેરે દવાયો છે. સહુથી ઉત્તમ આષધિ તો અન્નજ છે. જો શુદ્ધ અને નિયમિત ભોજન શાક રોટલોજ જમીયે તો રોગજ ન થવા પામે. ગીતા અ. ૬—૧૭ અને શરીરના સાથે જે પાપના બંધાયેલા રોગો હોય તેને તો કોઈ દવાયો અસરજ કરી શક્તી નથી. તે માટે ભ્રષ્ટ દવાયો પીયીને એક આરે થયા શીવાય બાકી શું રહ્યું છે. જગદીશ ( જગન્નાથજી ) નિ યાત્રા કરનારાઓને પુરો અનુભવ છે કે ત્યાં ધર્મને બહાને અત્યાચાર ખાવા પીવામાં કેવો છે તે વર્ણિમાં આપણું વરૂણ થયું છે એકે આરે કરવાનો રસ્તો ( ઠરાવ ) ત્યાંથીજ શરૂ થયો છે.

તેમજ બીજાં તિર્થ સ્થાનોમાં પણ ખાવા પીવાનો અને વ્યભીચારાદીનો અત્યાચાર હદ દરજે આપણને એકે આરે કરી રહ્યો છે. ચહાનિ હોટલોમાં અને વિશીયોમા પણ સહુને એક મેક ખાણું પીણું હોય છે તો જુદાઈ શું છે નળનું પાણી સહુએ એક આરે વાપરીયે છએ એને કોણ ભરે છે અને કયાંથી કેવિ ભ્રષ્ટતાથી ભરાઇને આવે છે ઢેડ ભંગીયે જયહાં પીધું હોય ત્યહાં આપણ સર્વેય વાપરીયે છીએ. રેલ ગાડીમાં તો બધિ વર્ણ જોડાજોડ ભેગીજ બેઠી હોય છે ત્યાં ચહા વપરાય છે ખાવાનું પુરી શાક ભજીયાં શેવ મમરા કે દુધનાં ઢેબરા ઈત્યાદી ચીજો સેળ ભેળ આપણે જો ન વાપરી હોત તો ગાંધિજીને જબાવ કાંઇને કાંઈ દેવાનિ બારી રહેતિ કે અમો તો અસ્પૃશ્યજાતિને ન અડકીશું.

તંમાકુને બાંધતિ વખતે મજુરો ઢેડ ઈત્યાદી હોય છે તેઓ મોઢાના કોગળા કરીને પાણી છાંટે છે અને સુંઘવિ દાંતે ઘસવિ કે પીવિ ખાવિ તે સહુએ કરોએ છેએ તેમ ખાનારાઓને ચુનો તો ગમે તેનો ખપમાં આવે છે બજારમાં પાન તંમાકુનિ પટ્ટીયો મુસલમાન ઢેડ ભંગીયોના અડકેલા ચુનાનિજ હોય છે ખાનારાઓને ભાન રહેતું નથી એઠવાડો મોઢામાં ઘાલેલો હાથ પણ ચુનામાં ઘાલીનેજ લે

છે અર્થાત શુદ્ધ રહેવું હોય તો ઉપરની ચીજો ન વાપરી શકીયે.

તેમજ જે કોઈ મદીરા માંસાદીનું સેવન કરે તેનો સ્પર્શ કે અન્નાદી લેવું ન થે શકે તેમજ નિશાવાળી વસ્તુઓને તો આપણુ સર્વેય વાપરીએ છેએજ. જેટલો નીશો દારૂમાં છે તેટલોજ નીશો ભાંગ અને ગાંજામાં છે. કેટલા એક મદીરા પીએ છે તો કેટલા એક ભાંગ ગાંજો પીએ છે તે બન્નેનો હેતુ તો એક આરે કરવાનોજ છે.

### दोहा.

निशाम नरको चाहिये द्रव्य बुद्धि हरि लेत ।
एक निशाके कारणे सब जग तारी देत ॥

એક બ્રહ્મ ખુમ્હારીના નિશા વિના બીજા બધાએ વ્યર્થ છે કે નીશો એક અનાજમાં છે જેના વિના બીજા તમામ નીશા રદ છે આપણે તે રસ જાણ્યો નથી તેથી તમામ વર્ણ બીજા દુર્વ્યસનોના નીશા કરીએ છેએ-જો એક મેક ન થયા હોઇએ તો બધાએ ઝેહેર ( અફીણ ) ને તે ઉત્તમ વર્ણ થઇને શું કરવા ખઇએ. આ બધાએ કારણો એક મેક કરનારાજ છે. પારાશર અ. ૧૨-૩૫ માં

કહ્યું છે કે શુદ્રની સાથે એક આસને બેસવું. સંસર્ગ–અન્ન ખાવું શુદ્રના હાથનું જળ પીવું કે તેની વાતો (જ્ઞાન) કે રીત રીવાજો પાળવા એવું કરવાથી મ્હોટો તેજસ્વિ તપસ્વિ હોય તો તે પણ પતિત (શુદ્ર) થયા વિના રહેતો નથી. આપણ તો તે કર્મોથીએ વધિને કરીએ છેએ શુદ્રના સુતકનુંએ ખાઇને શુધ્ધી મનાવિએ છેએ.

જે વેદ શુદ્રાદિ અંદર ભણવાનો કે કોઈ સાંભળે નહિ તેમે તો તમામ વર્ણના સાંભળતાં ઘાંટો કાઢીને બુમો પાડી વિદ્વત્તા બતાવિએ છએ અસંસ્કારીત શુદ્રોને ત્યાં વેદના મંત્રો ભણીએ છેએ એક થવામાં શું બાકી રહ્યું છે.

અપવિત્ર વિદેશી ખાંડ હાડકાંના ચુરાની ભેગવાળી અને ગાય તથા સુઅરના લોહથી છાંટીને બનાવેલી તો આપણ સર્વેય વાપરીએ છેએ તો વર્ણ અવર્ણનો શો ભેદ છે. જેમ આગમ વાણીમાં કહ્યુ છે કે—वर्णो वर्णनौ सांसोरे मटशे.

પ્રશ્ન–પરદેશી ખાંડમાં હાડકાં અને ગાય સુવરનું લોહિ આવે છે તે કોણે જોયું છે.

उत्तर–આપણે જો ભ્રષ્ટજ થવું હોય તો તો કોઇની વાત સાંભળતાએ નથી અને માનતાએ નથી. પણ જો હુત્યાયોના દોષથી બચવું હોય અને દેહ પવિત્ર રાખવો હોય તો પરદેશી ખાંડ ન વાપરીયે. તેમ છતાંએ આપણા

ઘરડા કરતા ગયા તેમ કરતા જેએ તોય ગોળથી ઘરડા કામ ચલવતા હતા તો તે પ્રમાણે આપણે પણ ગોળજ કેમ ન વાપરીએ. આવા સાંકડા વખતમાં મોઘી અને અ-પવિત્ર ખાંડ વિના કેમ ન ચલવિ લઇએ એકે આરે ન થવું હોય તો ખાંડ ખાવિ છોડી દઇએ. ખાંડ ખાવાથી શરીરના સાંધા દુખે છે અને બીજા રોગો પણ થાય છે. અપવિત્ર છે તેના પુરાવા નિચેના સહિ સબુત કરેલા છે. આપણે જોઇએ છીએ કે કરોડો ગાડાં હાડકાં જાય છે તે શાંમાં વપરાય છે. ખાંડ ગાળીએ તો તેમાં હાડકાંના કકડા પ્રસંગે નીકળે છે. ખાંડમાં હાહકાં પડે છે તેમ હિંદી બં-ગવાસી અકબારમાં લખે છે તા. ૩૦–૧૧–૩ ખાંડમાં ગાય બળદ અને સુવરનું લોહિ છંટાય છે ભારત મિત્ર તા. ૧૮–૧૦–૫ જ્ઞાન સાગર સમાચાર મુંબાઈ તા. ૧૫–૧૨–૫ ટેલર સી. ઈ. અંગ્રેજ સાહેબના ગ્રંથમાં પણ છે. સ્વામી ભાસ્કરાનંદ તથા બીંદ્રાવન નામના પંજાબીએ નજરે જેય-લું છે. માટે ધર્મભ્રષ્ટ ન થવું હોય તો ખાંડને છોડી પ-વિત્ર ગોળ મળે તો વાપરવો.

ઉપર પ્રમાણેના અત્યાચારોથી તો એક આરે થવામાં કાંઈ બાકી રહ્યું નથી. તેમજ વ્યવહારોમાં જોઇએ તો જેટલા વ્યવહારો શુદ્રોમાં છે તેટલાથીએ વધિને આપણામાં

। આરંભથી સંસ્કારોમાં પ્રથમ રૂતુશાંતિ આપણે નથી
રતા તેમ શૂદ્રોમાં પણ નથીઃ

ऋतु कालाभि गामिच मेतत् ब्राह्मण लक्षणम्.

રૂતુકાલ ( રજસ્વળા થયા પછી ૭–૧૧ કે ૧૬ મે
ાવસે ગર્ભાધાન કરવું ) તેજ આપણામાંએ નથી અને
ૃદ્રોમાંએ નથી. પણ પશુનિ તો ઘણી જાતોમાં છે કે તેનિ
તુમાંજ વિષય ભોગ કે ગર્ભાધાન કરે છે.

ार्तिक कुत्ति माघ बिलाई । चैतर चिडीया बेसाग लोगाई ॥

કાર્તકમાં કુતરાં મહામહીનામાં બીલાડાં અને ચૈત્ર મા-
ામાં ચકલાં વિષયો ભોગવે છે પણ વૈશાખમાં સ્રિનું પદ
તાવ્યું છે તે કેટલું બધું ઉલટું છે માસ વર્ષ કે વૃદ્ધ યુ-
. કે દીવસ રાતનો કે કોઈ રૂતુનો કે રજો ધર્મ વિગેરે
ાઇ નિયમ આપણાંમાં જોવામાં આવતો જ નથી તેથી એક
ાકમાં બાકી હોય તો પશુઓ આપણાથી જુદા છે. નથી
ુંસવન સંસ્કાર ત્રીજે કે પાંચમે મહિને આપણે કરતા કે
ાથી શુદ્રો કરતા. સીમંત સંસ્કારનિ વિધિ નથી આપણ
રતા કે નથી શુદ્રોમાં હોતો ખોળા ભરણું ભરીને વરઘોડો
ામમાં ફેરવવો અને ન્યાતિ જમણો વિગેરે વ્યર્થ ખર્ચા-
ા શુદ્રોના જેવાજ આપણે કરીએ છયે કાંઇ શાસ્રનિ વિ-

ખિતો નથી કરાવતા ત્યારે એક કેમ નથી; શુદ્રો કાંઈક આ-પણા કરતાં એ ઓછો નફટ. ખર્ચો કરતા હશે જાત ક-મં કે નાંદી મુખ શ્રાદ્ધ બાળકના જન્મ વખતે આપણે નથી કરતા તેમજ શુદ્રોમાં પણ નથી હોતું નામ કર્ણ બ્રાહ્મણોમે ૧૧ મે દીવસે ક્ષત્રિયને ૧૩ મે વૈશ્યને ૧૯ મે શુદ્રને ૩૧ મે દીવસે પાડવું તેમ કાંઈ નિયમો આપણું કોઈ વર્ણ પાળતા નથી કે નક્ષત્રના ચર્ણ પરત્વે પણ નામ પાડતા નથી તેમજ શર્મા–વર્મા–ગુપ્ત (ભૂતિ) કે દાસ અનુ-ક્રમે નામને છેડે આવતું નથી જેમ ઉટાંગ નામ શુદ્રો પાડે છે તેમજ આપણે પણ શુદ્રોના જેવાં હલકા નામો પાડીએ છે-એ શુદ્રોમાં તો સારાં નામો હોય છે–રણછોડ–રામો–દેવો–કુબેર–ગંગા જમના રેવા સરસ્વતિ વિગેરે નામો શુદ્રોમાં તો દેવોને અનુસરતાં હોય છે અને આપણામાંનો કોદર–કુરો–ભુરો–કાળુ લાલુ–હુકો–લીલો–છગન–મગન–સાંકળો ઇ-ત્યાદી તેમજ બધાએ લાલે લાલ અને મુળી–ધુળી–જેલી–મેલી–કાળી–પાલી–કુરી–ભુરી–ઉદી વિગેરે વિગેરે નામો કેવાં અશુભ ચિન્હોવાળાં આસુરી ગુણોને મળતાં પાડવામાં આવે છે એટલે એક એકમાંએ. મણમાં ચાર તોલાં જેટલી ભુલ પડે છે.

સૂર્ય અને જળની પુજા જેમ શુદ્રોને મહિને સવા મહિને

નવડાવે તેમ આપણે પણ ઉપરનો ઠાઠ લોકોને દેખાડવાનો કરીએ છૈએ અન્ન પ્રાશન વિધિ તો છોકરૂં જેમ શુદ્રનું વદલાવે તેમજ આપણે–દૈવિ ગુણોનું કામ આપણુ એકકે નથી કરતા આપણુ વાગડ નિવાસિયો બાળકના બીજા તમામ સંસ્કારોમાં શુંન્ય જ છૈએ પણ તે બધાનો સમાવેશ એક આપણી હોળી માતાની ઢુંડ (ઝેમ) ના સંસ્કારમાં સંપૂર્ણ કરી દઈએ છૈએ તેમાં જરાએ ખામી નથી રાખતા કે તે હોળીનિ વિધિ (ફેરા ચેરાં કે ઢુંઢીયાં લે જવાં જમણો કરવાં નાચું ધોકલું મારવું નાચવું વિગેરે સો બસો કુમીયાંનું પાણી કરવાની ને જો ભુલ આપણામાં પડી જાય તો આપણા પીત્રુઓ પણ સ્વર્ગે ગયેલા તે પાછા નર્કમાં પડે અને જો હોળીનિ ઢુંડ છોકરાંને નકરાવિયે તો તે બ્રાહ્મણ જ્ઞાતિનો બાળક કેમ થઇ શકે. એ બાળકમાં બ્રમ્હત્વપણું તો ત્યારેજ આવે છે કે જ્યારે હોળીના ફેરા ફેરવિયે. એવું ઉંધું તો બેહદ કરી રહ્યા છૈએ ધન્ય છે વાગડ–નિવાસી વિદ્વાન પંડીતોને પુસ્તક પણ લખી રાખવું જોઈએ કદાપી છોકરાં પાઠ ભુલી જશે તો કુળનિ વિદ્યા કોણ ભણાવશે અને બ્રાહ્મણપણું શાને આધારે રહેશે તેમજ તે વિદ્યા વિના તો વાગડમાં કોઈ માન પણ શાનું આપે કે કમાઈ ખાવાનો ઉદ્યોગ (ચોરી છીનાળી) મા બાપ વિના તે કોણ કાળજી રાખીને શીખવશે–

**પ્રશ્ન** ત્યારે બાપદાદા હોળી કેમ કરતા હતા.

**ઉત્તર** બાપદાદા કરતા આવ્યા તેથી હોળી તો કરીએ છીએ તેવો લેખ રૂષિમુનિનો બતાવવો જોઈએ કોઈ પુસ્તકમાં લેખ મળતો નથી કે આપણે હોળી કરવિ પડે છે ચારે વર્ણોના તહેવારો જુદા જુદા છે બ્રાહ્મણને શ્રાવણી કર્મ (બ્રહ્મ નિત્ય કર્મ ) અને ક્ષત્રિયોને દશહરા (સૈન્યને કસરત કરાવવિ કે નિશાન તાકવું) વૈશ્યને દીવાળી (ચોપડા બદલવા હિસાબ ચુકતે કરવો) શુદ્રને હોળી ( બન્ને ફસલના અન્નાદીપાકના ઝંઝા ઢગલા મ્હોટા વાળીને ખુશી થવું. )

તે પ્રમાણે આપણુ કોઇ કાંઈ કરતા નથી ત્યારે હોળીને શું કરવિ પડે છે આજે તો દરેકના કાળજામાં હોળીના ( ચિંતા ઉદ્વેગાદી ના ) ભડકાનિ ઝાળો (ઉછાળાએ ઉઠી રહ્યા છે તેને વધારે સળગાવિ આપનારા ઘણાએ જોવામાં આવે છે તેવું કરનારાઓનો તો ટોટો નથી પડાતે પણ હોળીને (ચિંતાઓને) ટાઢી પાડનારાઓ તો ઘણાજ ઓછા હોય છે તેમ તેવું કરનારાઓનો ટોટો પણ પડયો છે—

અર્થાત અનેક પ્રકારના શુદ્ર વ્યવહારોને વધારીને વધાવિ લેવાનિ તો આપણુને સુઝ અને સમજણ પડે છે પણ આપણુને કે આપણા ગરીબ ભાઈ બેહેનોનિ તવાઈ ગીરી

કેટલી બધિ આજે વધિ પડી છે તેને મટાડવાનિ સુઝ કે સમજણ તો બીલકુલ આપણને પકતિજ નથી. જો આપણ ઉંચ વર્ણના હોઇએ કે પંડીત. દાતાર. કે જ્ઞાનિ હરિભક્ત હોઇએ તો આ દર વર્ષે થનારી હોળી રાક્ષણીને ન કરીયે કે ન તેનું મોઢું જોઇએ કેમકે તે હોળીને મરી ગયે આજે તો આશરે ૩૮ લાખ વર્ષો વિતિ ગયાં છે તે બાચારી કમોતે બળીને મરી ગઈ છે તેથી અવગતિયણ (પ્રેત રૂપ—ચુડવેલ) થઇને ગામેગામ અને ઘેરેઘેર ઘુંમતિ ફ્રરે છે પણ તેના ગોત્રિયો શ્રાદ્ધ સારીને સદ્‌ગતિએ પોંચાડશે કે હજુએ બારે મહિને હોળી ચુડવેલ તેં લોકોનું લોહિ પીતિજ રહેવાદેશે. એ હોળી એ઼ડ સહુને વળગીને હોળી ધિકાવી દીધી છે.

## ढुंढ.

રાગ-રામસુમર રામસુમર રામસુમર ભાઇ.

ढुंडो ढुंडी जन्म गुम्यो ढुंडत कोउ नाही,
सत्य वस्तु जो न ढुंडत बूडत भवमाही. १
बालपने गुण न ढुंडत बिद्या कहांसे पाइ,
बिनु बिद्याके सुख न पढत अंत पछीताइ. २
जुवानि उपकार न ढुंडत कीन ना भलाइ.
बिनु भलाइ सुख न मिलत शांति कसें पाइ. ३

बुढापेमे ज्ञान न ढुंढत परकी निंद्या भाइ,
पापसेंहि दूखि होत होत कोउ न सहाइ. ४
उचित वस्तु ओर हरिको ढुंढत क्यो न भाइ,
हरिकों छांडी ढुंढत होली तेहि तें दूखपाइ. ५
विद्या ज्ञान भक्ति गुण ढुंढत शरमाइ,
नारी पुत्र सहित ढुंढत लाज क्यों न आइ. ६
तत्व छांडी ढुंढत होली फुट्यो हैयो जांको,
हरि हीराकों जाहिं ढुंढ्यों सफल जीवन तांको. ७
कोउ ढुंढत हस्ति घोडा कोउ धनकों धाइ,
कोउ ढुंढत मान बडाइ लोककों रीझाइ. ८
जीनके मनमे चाह जैसी तैसें ढुंढत भाइ,
नारायण सद्गुरूकों ढुंढी सुख शान्ति पाइ. ९

એ પ્રમાણેનિ ખરી વસ્તુનિ ખોળ કરવાથી સુખશાંતિ મળી શકે છે પણ આપણ તો તેને ભુલી જેને તમામ સુખશાંતિનિ હોળી જ સળગાવિ દીધી છે. જે પ્રમાણે હોળી તેજ પ્રમાણે દીવાળી આતસબાજી ( દારૂખાનું ભડાકા ) ફોડીને કરોડાં રૂપીઆઓનું નુકસાન કરી દઈએ છીએ તે દીવાળી હોળી શાંનિ થાય છે આપણા સુખના નાશનિજ દીવાળી હોળી થઈ રહિ છે. તે પ્રમાણે બીજા અનેક તેહેવારોને વિષે

નકામાં સુખ કે લાભ વિનાના ખર્ચો કરીને જાણે છોકરાંની રમ્મતજ માંડી હોય તેવો આપણો સંસાર ચલાવિ રહ્યા છીએ આપણે જરા પાછાં ફરીને તો વિચારી જોવું જોઇએજ આ દેશ કાંઈ અસુરોનો તો નથીજ કે જેમાં વર્ણાશ્રમનો ભેદ નજ હોય જો વર્ણાશ્રમ હોય તો આર્યા વર્ત દેશમાં ધર્મનું રક્ષણ કરનાર બ્રાહ્મણ ક્ષત્રિઓ દેવોના નામથી નવરાત્રિ. દશરાવા. જેવા પવિત્ર દીવસોમાં પશુઓનિ હત્યાઓ કરવાને ધર્મ સમજે સમજાવે એવું કદાપી નજ હોઈ શકે.

કરોડો મુંગા પશુઓનો સંહાર કરી નાખીને આપણુ સુખ ચહાઇએ તે કોઈ કાળે ન મળી શકે જ્યારે ત્યારે આપણે પણ મરવું તો છેજ પરમેશ્વરના દરબારમાં જવાબતો દેવોજ પડશે.

दोहरा.

साहेबके दरबारमे सबकी सीरसाय,
जूठ तमाचा खायगा क्या रंक क्या राव.

એટલે નવરાત્રિના તેહેવારોમાં જે હત્યાઓ કરીને ધર્મમાં હોળી અને બીજા તેહેવારો કરીને મન માને સુખનિ હોળી. દરેક પ્રકારે ધર્મ અને સુખનિ હોળીજ આપણુ

કરીશું તો વર્ણાશ્રમ છે કે નથી. જો વર્ણાશ્રમ હોય તો તે ધર્મશાસ્ત્રોના નિયમોને અનુસરવાથી છે.

પણ આપણ વર્તમાન સમયમાં જે ઢુંઢ કરી રહ્યા છીએ તે તો કેવળ વ્યભીચારાદીનુંજ ચિન્હ છે કેમકે બીજી રૂતુઓના કરતા આ વસંત ઋતુમાં પુરૂષોને આઠઘણો કામ દેવ વધે છે અને સ્ત્રિયોને વિશઘણુ રતિ વધે છે તેવા આંદોલનમાં વાગડ નિવાસીયો તમામ વર્ણ એકમેક એકસરખું નફ્ટ બોલવું. ગાવું પહેરવું ખાવું વિગેરે દારૂ–ભાંગના નિશાઓમાં મસ્ત બનવું અત્તર ફુલ પાન તેલ વિગેરેનું સેવન કરવું એ તમામ પદાર્થો કામોદ્દિપનના છે એટલે પહેલે વહુ વાવલી અને પછે આધિ ભાંગ.

જ્યાં સ્ત્રિયોજ તદન નાગું ગાય ત્યાં અત્યાચારોનું શું પુછવું પડે તેવિજ રીતે ગુજરાતમાં ચૈત્ર માસ વિષે ઘેરેઘેર અને ગામે ગામ ઓખાહરણની કથાનો પ્રચાર વધિ પડયો છે જેમાં એકલા કામ ક્રીડાનાજ લક્ષ્ય બીંદુઓ ખેચાઈને બેન દીકરીની પણ લજ્યા લોપી દીધિ છે આ રૂતુનોજ તો સ્વભાવ કામોત્પત્તિનો છે અને તે વિષે વિષઇ શબ્દો સાંભળવાથી તેવુંજ મનન અને લક્ષ્ય બંધાઈ જઇને વ્યભીચારાદીનું સ્વરૂપ ઉભુ થાય છે.

તેથી આજકાલનિ જે પ્રજા છોકરા કે છોકરીયો પોતાના મા બાપોને ગાંઠતાંએ નથી અને નફ્ટ માથાબોઝ

( સ્વછંદી ) થઈ જવાથી રગેરગ સર્વ કોઇને વ્યભિચારાદી કર્મો સહર્ષે કરવાની પ્રવૃત્તિયો થઇ રહી છે તે સર્વ વર્ણ સંકર પ્રજાના ચિન્હો હોળીની ઢુંડ અને ઓખાહર્ણની કથા આપણામાં કરી રહી છે ગોરીપુજન ( ગોર્યો ) ના વખતમાં છોકરીઓનું નફટ ગાવું, રાજ્યા વીગેરે તે પણ ઉછરતી પ્રજાને હાનિકારક છે તેમજ બધીએ વર્ણ એકજ સરખા રીત રીવાજોને કરી રહી છે એટલે શું જુદું છે.

પ્રશ્ન—આપણા વડીલ રૂષિ મુનીયો કે ગુરૂઓ તે ઓખાહર્ણની કથાને વાંચતા સાંભળતા અને ઢુંડ તે કેમ કરતા હતા.

ઉત્તર ઢુંડનો ઉત્તરતો ઉપર ધ્રુવાદીની ઢુંડમાં સમાવેશ થઈ ગયો છે અને ઓખાહર્ણની કથા ભાગવતમાં તો એકજ અધ્યાય છે તેના કવીયોએ ૧૦૦) અધ્યાય કર્યા હોય તેટલું બધુએ તેના ઘરનું પોગળ ને પોપલીલા ગોઠવીને દુનીયાંને ચકૃમ્ બનાવી દિધી છે—કદાપી તે પાઠ ખરો હોય તો તે નિષ્કામનાવાળાને કામ ઉત્પન્ન કરવાનો છે. પણ આપણ તો હજારો કામવાસનાઓમાં તો ડુબીજ રહ્યા છીએ. એટલે અનર્થજ થાય અર્થાત જે અનિરૂદ્ધજી અને ઓખા સતીના મુળ સ્વરૂપને આપણે ઓળખ્યું નથી તેથી જે આપણા વિષય વિકારોના દોષો હતા તે દેવોના ઉપર આક્ષેપ કરીને અવગણના બનાવી છે. ( તે દેવોનાં વિષેનો

ખુલાસો બીજા ભાગમાં લખાશે. )

આપણુ છેક અજ્ઞાન દશામાં આવી ગયા છૈએ તેથી સવળું તે અવળું સમજીએ છૈએ જે નિયમો રામા અવતારમાં હતા તેને પ્રભુએ કૃષ્ણા અવતારમા બદલી નાખ્યા તેમ તે પછીના અવતારોના નિયમો બદલાતાજ ગયા છે.

હાલમાં વિશ્વવ્યાપક જગદ્‌ગુરૂનો અવતાર બીજાજ રૂપમાં થયેલો છે તેથી હવે તે કથાથી તાવ ન મટી જાય કે હોળીની હુંડથી છોકરાંની કુશળતા ન રહી શકે.

હોળીની હુંડ ઢેઢ ભંગીએ કરે છે અને આપણે કરીએ છૈએ અને બીજા સંસ્કારો તેનામાં કે આપણામાં એક સરખાજ છે ત્યારે જુદું શું રહ્યું છે.

છોકરાઓનું ભણતર પણ એક સરખું છે જે બ્રહ્મ વિદ્યા છે તેને તો છોડી દૈને યવન વિદ્યા ભણીએ છૈએ **नवदेत्यावनिभाषा यावत्प्राण गतैरपि** પ્રાણનો નાશ થતાં સુધી પણ અસુર ભાષા ન બોલવી–તેના બદલામાં તો આજે આપણુ તે વિદ્યા ભણીને મ્હોટી પદવીયો લેવાની દીર્ઘ આશાઓ લંબાવી રહ્યા છૈએ તેજ ભાષામાં બીજી વર્ણો પણ તેટલો દરજો મેળવે છે હવે બરોબર થયા કે બાકી છે.

આપણી દેવ ભાષાને શું અસુરો વાપરશે તેમજ આપણી ભાષા પણ વર્ણસંકર થઈ ગઈ છે

આપણા પોષાકો પણ સર્વના એક સરખાજ છે શુદ્રે

પણ બે કચ્છ વાળીને ધોતીયું પહેરે છે અને આપણે તેમજ પહેરીયે છૈએ-ચારે છેડા ખોંચવીને પહેરતા નથી અથવા કોટ પાટલુન કુડતું ( પેરણ ) માથામાં ઘાલીને પહેરીયે છૈયે. અંગરખું પહેરવું ક્યાં ગમે છે. આપણે માથે ચામડાની પટ્ટીઓવાળી ટોપીઓ હોય છે કે રંગ બેરંગી પાઘડીઓ કે ફેટા ( સાફા ) હોય છે-ઉઘાડું માથું રાખતાં તો શરમ આવે છે બ્રાહ્મણોને શ્વેત પોષાક હોય, ક્ષત્રીને લાલ, વૈશ્યને પીળો અને શુદ્રને કાળો હોવો જોઇએ તે નીયમ કયાં છે.

શુદ્રો જેમ માથું મુંડાવે તેમ આપણે મુંડાવીએ છૈએ-વળી કેટલાંએક ભાઇઓતો શુદ્રોના દેખાદેખ બબ્બે ત્રણ ત્રણ ચોટલીઓ રાખે છે અથવા કાન્દ પટા ગરદન પટા હોય છે વળી મુસલમાન ભાઇયોની સોબતથી કેટલાએ તો ચોટલીજ નથી રાખતા-એટલે શું જુદું છે.

જો વાળ કપાવીયે ( મુંડન્ કરાવીયે ) તો ચોટલી વિના બીજા બધાએ દાઢી મુછ વેગેરે કપાવી નંખાવીએ તે પણ પાંચ પાંચ દીવસે કે ત્રણ ત્રણ મહીને અથવા ચાર મહીને કપાવવા જોઇએ અસ્રો ફેરવ્યો એટલે કોઈ જગોમાં વાળ ન રહેવા જોઇએ. હિન્દુ અને મુસલમાન બન્ને ધર્મ શાસ્રોનો નીયમ છે-પણ ન કપાવવા હોય તો હમ્મેશાં કે પોતાને અનુકુળ હોય ત્યાં સુધી જટીલ રહેવું જોઈએ બ્રાહ્મણે તો અવશ્ય કરી હમ્મેશાં જટીલજ રહેવું

જોઇએ-તેવો નીયમ પણ આપણામાં નથી તેપણ જેમ શુદ્રોની સ્થિતિ પ્રમાણેજ સુતકમાંજ સર્વ કોઈ મુંડન્ કરાવીએ છેએ ભલે પછી સુતકતો લાગતું હોય કે ન લાગતું હોય.

તેમ બીજે ક્યાંય અડકવાનો તો આપણ જરાએ સુતકનો બાધ નથી ગણતા ખાવા પીવામાં સુતકીનુંએ ખાઈ લઇએ ત્યાં દેહ કે આત્માને સુતકની ભ્રષ્ટતા નથી સમજતા પણ જો વાળ ન કઢાવે તો સુતક તે વાળની અંદરજ ભરાઈ રહે છે-તેવું સમજવું તે પણ બુદ્ધિનો ટોટો પડવાથી શુદ્રોના દેખાદેખ તેમની બરોબરીજ કરી રહ્યા છેએ-કેવા બ્રાહ્મણને કેટલું સુતક લાગેછે તે પારાશર અ. ૩ શ્લોક ૫-૨૭-૨૮ માં જોઈ લેવું અગ્નિહોત્રી વેદવેત્તા કે पात्राणांमुत्तमम्पात्रंशूद्रान्नंयस्यनोदरे તેવો જે ઉત્તમ પાત્ર હોય કે જે શુદ્રનું અન્ન ન ખાતો હોય તે કે તપ કરનારને કે તત્વજ્ઞાની વિગેરે સુતકને નથી લાગતું અથવા સુતકીનો સ્પર્શ ન કરે તેને એ નથી લાગતું-આપણ તેવા નથી તેથી સુતક બાધ કરે છે-સ્ત્રી અને જટીલને કે બ્રહ્મચારીને વાળ ઉતરાવવા નથી પડતા જેમ સ્ત્રીયો માથું ધોઇને શુદ્ધ થઈ શકે છે તેમજ જટીલ કે બ્રહ્મચારી ધોઇને શુદ્ધ રહી શકે છે-તેવા નીયમોને છોડીને શુદ્રોનાજ ચાળા પાડતા આપણતો થઈ ગયા છેએ.

ગાંધીજી કઇયા રૂપમાં એક થવાનું કહેતા હશે અને આપણ કેવા રૂપની ભ્રષ્ટતામાં એક થયા છીએ.

દરેક ઉપર પ્રમાણેના આચર્ણો આચરવા વીષેની અધમતા તો આપણામાં બુદ્ધિનો ટોટો પડી જવાથી આપણી મેળેજ વ્હોરી લીધી છે.

જરા આંખ ઉઘાડીને આપણી ન્યાતોને તો જરૂર દેખવું જોઈએ. જે આપણી બ્રાહ્મણની ન્યાતો છે તે સહુ વર્ણોથી ઉત્તમ છે–માટે ઉત્તમ આચર્ણોનો સુધારો સમય પ્રમાણે કરતાંજ રહેવો જોઇએ એકને એક વાતને ન પકડી રાખવી જોઇએ–આપણી જ્ઞાતીને ન શોભતા કઢંગા રીવાજોના ખર્ચાઓને કાઢી નાખીને થોડા ખર્ચમાં જેમ બ્રાહ્મણ પણાના ધર્મ કર્મો જળવાઇ રહે તેવા રીત રીવાજોને દાખલ કરવાની સુધરાઇ દરેક ન્યાતીલાઓને કરવી જરૂરની છે–જરા ઋષી મુનીયોના પ્રાચીન્ સમયના રીત રીવાજોને ધ્યાનમાં લઇને વીચારી તે પ્રમાણે વર્તવું તે આપણને સુખદાઈ અને શોભાવાળું છે.

સંવત્ ૮૦૨ ના સાલનો પુરાવો મળે છે જે ચાવડા વનરાજાએ પાટણ શહેર વસાવ્યું તેના વંશમાં મુળરાજ થયો હતો જેને આશરે આજ ૧૦૦૦ હજાર વર્ષ થયાં છે.

તેને ત્યાં વીમાનોમાં બેસીને આવેલા બ્રાહ્મણો સિયો સહીતને સત્કાર પૂર્વક દાન દેવાનો આગ્રહ કર્યો હતો પણ પ્રતીગ્રહ કરવાથી બ્રાહ્મણ પદને લાંછન લાગતું સમજી તે રૂષીયોએ દાન લેવાની ના પાડી–તેથી વીદીત થાય છે કે હજાર વર્ષ ઉપરતો બ્રાહ્મણો દાન ગ્રહણ નહીજ કરતાહતા.

તેમ વિમાનો પણ હજાર વર્ષ ઉપરતો હતાં–તેવું સમજાય છે. વળી ઋષિ પત્નિયોને સિદ્ધપુરમાંજ રહેવા દઈને અગ્નિહોત્રાદીક કર્મો સ્ત્રીયોને સોંપીને ઋષિયો દધિચિ રૂષીના આશ્રમમાં ગયા હતા. તે પછી મુળરાજની સ્ત્રિયેં ઋષિપત્નિયોને લલચાવીને એકાદશીના પર્વને બહાને વસ્ત્રાલંકારની સુશોભતાથી મોહિત કરીને દાન આપ્યું. ઋષિઓએ આવી વસ્ત્રો અને દાગીનાઓને ધારણ કરેલી સ્ત્રિયોને જોઈ હગીગત સાંભળીને રાજાનો નાશ કરવા ધારી હાથમાં જળ લઈ શ્રાપ દેવા તૈયાર થયા.

તે વખતેં સ્ત્રિયોએ શ્રાપ ન દેવા દીધો અને ત્યાં રહેવાનું સાધન પોષણ વિગેરેનું રાજાએ પ્રેમથી કરી આપ્યું. ત્યારથી આપણ આ દેશમાં વસતા થયા છૈએ.

ઉપરનો પુરાવો જાતિ ભાસ્કરમાં છે. તે શિવાયના બીજા ઘણાએ પણ છે તેથી એમ સાબીત થાય છે કે સ્ત્રિયો અગ્નિહોત્રાદી કર્મો હજાર વર્ષ ઉપર તો કરતી હતી અને આજે તો આપણ એમ સમજાવી રહ્યા છૈએ કે. **स्त्रिशूद्रा नाधियत्ताम्** બૈરીયો અને શુદ્રોને તો ભણવું ના જોઇએ તો તેમાં શંકા એ છે કે બૈરીયો અગ્નિહોત્રાદી કર્મો કરવાની તો સ્વયંમ અધિકારી છે તો પછી ભણવામાં શો વાંધો છે.

હાલની સ્ત્રિયો પશુ જેવી જડ તો આપણે બનાવી દીધી છે તેમ સદ્બોધ પણ આપણ નથી દેતા. અને ઉલટી મૂર્ખ રાખવાની તો પૂરી કોશીશ (તજવિજ) કરીએ છૈએ.

હજાર વર્ષ ઉપર બ્રાહ્મણીઓની પાસે રંગદાર વસ્ત્રે ન હતાં અને કોઇ પ્રકારના દાગીના ( ઘરણુંગાંઠું ) પણ ન હતું તે ઉપરના પુરાવાથી સાબીત થાય છે.

બ્રાહ્મણીઓને હાથે દર્ભની ગુંથેલી ચુડીઓ પહેરવાની હતી. ગળામાં પહેરવાનો દાગીનો ચણોટીઓ (ચંબોઈનો હાર હતો. નાક કે કાન વેંધ્યાંજ નહતાં. પગમાં ખજુરની ચીપોની ગુંથેલી નિપુર (કડાં) હતાં તે શીવાયમાં ખરી વસ્તુના દાગીના પણ તેમની પાસે હતા.

हस्तस्य भूषणं दानं सत्यंकंठस्यभूषणम् ।
श्रोतस्य भूषणं शास्त्रं भूषणैः किंप्रयोजनम् ॥ ( निति

હાથનું ઘરેણું કંકણુ દાન છે ( હાથથી પતિ આદીને સાહિત્ય કરી આપવી તે સેવાદાન છે ) કંઠનુ ઘરેણું સત્ય અને પ્રીય ભાષણ છે ( સાચુ બોલવું એ વાણીનું તપ છે ) કાનનું ઘરેણું સદ્શાસ્રનું સાંભળવું અને તે પ્રમાણે વર્તવું એ ) બીજાં ભારરૂપ કરત્રિમ દાગીનાની શી જરૂર છે—જોખમ વિનાના દાગીનાથી તેમને સાભાગ્ય સારૂં શોભા આપતું હતું, તેમજ તે બ્રાહ્મણીયોમાં આત્મબળ ઘણુંજ મજબુત હતું તેમ છતાં એ રાણીના પ્રપંચમાં ફસાઈ જવાથી વસ્ત્રો અને દાગીનાઓના મોહપાશમ પડી ગઈ. તો પછી આજે અજ્ઞાન જડ સ્રિઓને મોહમ ફસાઇ પદ ભ્રષ્ટ થવું એ તો નિર્વિવાદ છે.

જેના કારણથી આજે આપણ બ્રહ્મતેજ વિનાના થઈ

ખડીયા પલટન્‌ની પેઠે ગામો ગામ રખડતા થયા છીએ.

તોપણ હજુએ આપણને તો મોહ વધતોજ જાય છે તે આપણી સ્ત્રિયો જેવા કહે તેવા વસ્ત્રાલંકારોને ગમે તેમ કરીને પણ લાવી આપી દીપાવી રહ્યા છીએ.

આપણને સુઝ નથી પડતી કે આપણી બ્રાહ્મણજ્ઞાતિને કેવાં વસ્ત્રાલંકારો જોઈએ. જેવા શુદ્રોની સ્ત્રિયોને ચુડલા કે ઘાઘરા કે અનેક પ્રકારના દાગીનાઓ હોય છે તેવાજ આપણી સ્ત્રિયોને પણ હોય છે. શું ઓળખાય બ્રાહ્મણી કે બીજી વર્ણની સ્ત્રિ જેવો નટડીનો વેષ હોય તેવાજ પોશાગો આ રૂષિ પત્નિયોના આજે શોભા દઈ રહ્યા છે. જે વર્ણના પડોશમાં વસતા હોઇએ તે વર્ણના જેવાજ પહેરવેશો અને તેવાજ દરદાગીના અને તેવુંજ બોલવું ચાલવું લેવું દેવું વિગેરે રીતરીવાજો તે વર્ણની જાતિઓના આજે આપણામાં પ્રવેશ કરી જવાથી તેવા રૂપમાંજ આપણ થઈ રહ્યા છીએ બીજી વર્ણના કરતા એ વિચિત્ર વેશો (પહેરવેશો) ચાલાકી, પ્રપંચ, દંભ, લોભ, ક્રોધાદીઓનો વધારો આપણામાં થતો જાય છે. પણ તેનો સુધારો કરવાની સુઝ નથી પડતી. પ્રીય બહેનોએ અને માતાઓએ હવે અમારા ઉપરની વધી પડતી વ્યવહારોની મારંમારાને મટાડવી જોઇએ

આપણું સુખનું મુળતો સ્ત્રિયોના હાથમાં છે જ્યાં સુધી સ્ત્રિઓનો સુધારો નથી થયો ત્યાં સુધી આપણે સુખ

ની આશા કરવી વ્યર્થ છે. પુરૂષો ગમે તેટલું કમાઈ કમાઈ ને થાકી મરે તોએ ભીખારીને ભીખારીજ રહેવાના.

જો સ્ત્રિયોની કર્કસર અને સાચવણી હોય તો થોડી કમાઈમાં વધારે સુખ લાભ મેળવી શકાય છે.

વધારે કરીને તો સ્ત્રિયોનો જન્મ પુરૂષોએજ બગાડયો છે કેમકે સ્ત્રિયોના કલ્યાણ કે સુખની તો પુરૂષોએ જરાએ કાળજી રાખીજ નથી. પુરૂષોએ એમજ સમજી રાખ્યું છે કે ચોટલા સાટે બૈરીના જેવું વૈતરૂ કરનાર ( હુંડું ) કોઈ બીજું મળનાર નથી—અને સ્ત્રિઓને છોકરાં પેદા કરવાનો સંચોજ ગણી રાખી છે. જેટલા નાચ નચાવીએ તેટલા બૈરી વીના બીજું કોઇ નાચે તમ નથી—આપણુ ભડવાની પેઠે જોવા બેસીએ એટલે વેશ્યાની પેઠે બૈરીઓ કેમ ન નાચે.

આપણુ ભાંગ કે દારૂ વાપરીએ તો તેને પણ શોખ થાયજ. આપણુ બરફી પેંડાની ગોઠો ( જાફતાં ) કરીએતો જાર કર્મ બૈરીઓ કરતાં શીખેજ—આપણુ જો ચોરી, જારી અન્યાયને ન કરતા હોઇએ તો બૈરીયો પણ ધર્મ મર્યાદાને સમજે. પણ આપણાં આચર્ણોજ ખોટાં હોય તો સ્ત્રિયો તે તરફ તુરત વળીજાય છે કેમકે સદ્ધર્મને રસ્તે વળવું એતો પુરાં પુન્ય હોય છે તાજ તમાં સમજણ પડે અને તેવું ધર્મનુ આચર્ણ આચરીને અખંડ સુખસિંધુનું શરણ પ્રાપ્ત કરી લે છે—પણુ આજે તેવા વિચાર કે આચર્ણની સ્ત્રિયોને આપણુ ભાગ્યેજ જોઇ શકીશું—માટે જો સર્વ પ્રકારનું સુખ

આપણને જોઈતું હોય તો આપણી સ્ત્રિઓને લોક રૂઢીના કઢંગા રીલાજોનું આચર્ણ કદાપી નહીજ આચરવા દઈએ. કેમકે તેવા શુદ્ર આચર્ણોમાં આજે આપણી મા બેન દીકરી વહુ કે સ્ત્રિ કેટલે બધે દરજજે દરકાર વીના એક ચિત થઈ રહી છે. કે જેનું ભાન આપણને પણ ભુલાવી દીધું છે. આપણું ખરૂં સુખ શામાં સમાયલું છે તેને આપણ આજે વિચાર કરવા જેટલી એ શક્તિ ધરાવતા નથી.

જો આપણ હજુએ આપણા ઘર તરફ વળવાનિ દ્રષ્ટિ નહિજ કરીશું તો સુખ કે પરમ લાભ મળવાની જે જે મહેનતો કરીશું તે નકામી છે.

આજે આપણી સ્ત્રિયોની સમજ અને બુદ્ધિ કેવી પશુના જેવી જડ અને નિર્બળ થઈ ગઈ છે અને વધારે થતી જાય છે, કેટલીએક બૈરીઓને દરવર્ષે બાળક જન્મે છે તે પેહેલાં પ્રથમના જન્મેલા બાળકને ધાવણ છોડાવી દેવાની ભલામણ ઘરડાં કરે છે તે શું સમજાવે છે કે જો નહી છોડાવીશ તો તને પજવશે અને છોકરૂં બીમાર થશે.

આવી સ્થિતીનો વિચાર સજ્જનો સુગમતાથીજ સમજી લેશે, કેમકે છ કે આઠ મહીનાના બાળકને મા ધવરાવે નહી ત્યારે હાડકાં અને માંસના લોચામાંથી દુધ પેદા કરવાની તજવીજ પરમાત્માએ કોના માટે કરી હશે.

આવાં નિર્દય માબાપ કે એક છોકરૂં માના ધાવણને ધાવવા પુરૂં ન પામે ત્યાં તો બે ત્રણ છોકરાં ઉત્પન્ન કર-

ો ધર્મ આચરી લે છે જેમ માતાનું પદ રક્ષણ કર-
ું છે તેને બદલે ભક્ષણ કરનારી થઈ પડે છે આ શું
ણુસની સમજ કે માણુસનો ધર્મ કે માબાપનું દયાળુ-
ં કે આ માબાપ વેઠીયાં કે આપણા સંસારનો સુધારો
બ્રહ્મર્ષિઓના બાળકોનો ગ્રહસ્થાશ્રમ કે બૈરીઓનું ડહાપણ
શાણુપણું કે પુરૂષોનું પુરૂષાર્થ સમજવું.

જ્યાર સુધી છોકરૂં માને ધાવે ત્યાર સુધી તો તેને
ખાદી પદાર્થો ખવરાવવાનો પ્રયત્ન પણ ન કરવો જોઇએ
કે માના ધાવણમાં જેટલું દૈવત્વ સમાયલું છે તેટલું
રોગી બળવાન અને સુંદર કાંતીવાળું હોય છે—આત્મા
ત્ર નિર્મળ અને જ્ઞાનવાન હોવાથી સુખ સિન્ધુનું શો-
કરી લે છે—માટે જો આપણી પ્રજાનો ( પુત્ર પૌત્રાદી-
) સુધારો અને અખંડ સુખ શાંતિનો સ્વાદ લેવાની
છા રાખતા હોઇએ તો ઉપરોક્ત પશુ (કુતરાં બીલાડા)
સંસારનો પરીત્યાગ કરી યમ નીયમોનું સાધન આપણ
એ તેજ પ્રમાણે આપણી ગ્રહ દેવીઓને પણ વિષય
વૃત્તિના સાધનો કરાવીએ.

પ્રાચીન ઋષિઓ વંશ વિસ્તાર માટે એક પુત્રને ઉ-
ન્ન કરી આત્મ કલ્યાણને માટે મહાન્ પરીશ્રમો જીવન
ત કરતા રહેતા હતા—તેવા મહાન્ પુરૂષોના આપણ
તાન છીએ તે આજે આપણ આત્મ કલ્યાણ કે

કે જ્ઞાતિ ઉન્નતિ કરવા તરફનું ( ધર્માચર્ણનું ) બીંડુજ મુકીને જીવન પર્યંત વિષય ભોગો અને માન મોટાઇ માટે અગાધ પરીશ્રમો કરી રહ્યા છીએ.

સ્રીઓને અજ્ઞાન રાખવાથી આપણા ઘર અને કુટુંબમાં કેવો કલેશ વધતો જાય છે તેવા કુસંપમાં આપણને સુખ શાંતી ક્યાંથી મળે. આજે આપણુ વંશ વિસ્તાર માટે કેવી બુધ્ધિ વાપરીએ છીએ, ઘરમાં દીકરી કે બેન જો યુવાન્ વિધવા હોય છે તો તેના સંસાર સુખ કે વંશ વિસ્તારની તો કોઈ વાતજ પુછતું નથી પણ ૪૦, ૫૦, ૬૦ વર્ષની અવસ્થાએ પીતા તો ઉમંગભેર ફરીથી ૧૦–૧૨ વર્ષની કન્યાને પરણી શકે છે.

તેમજ મા કે સાસુને ૩૫, ૪૦, ૫૦ વર્ષની ઉમ્મરે પણ સુવાવડ સાંપડે છે તેને દીકરી કે વહુ સુવાવડનું ખાવા કરી આપે છે તો તેવી ૧૫–૨૦ વર્ષની યુવાન્ વિધવાને સંસાર સુખની ઉર્મિઓ બળાત્કારે વશ રાખવાના અનેક ઠપકા અને દાબ આપીએ છીએ.

આપણુ વૃદ્ધ હોવા છતાંએ સંસાર સુખની ત્રષ્ણાનો ત્યાગ કરીને વાનપ્રસ્થ ધર્મનું આચર્ણ કરી શકતા નથી અને ઘરમાં બે સ્રીઓ હોય છે છતાં એ આપણી પુત્રીના કરતાં એ ઓછી વયની કંન્યા લાવીને સંસાર સુખ અને વંશ વિસ્તારનો લ્હાવો લેવાની ચહાના રાખીએ છીએ. તેવું પુરૂષોને પુર્નલગ્ન કરવાનું પ્રમાણ શાસ્ત્રમાં તો કંઈ

મળતું નથી અને સંસારભોગની ઇચ્છાવાળી સ્ત્રીઓને પુર્નલગ્ન કરવાના તો પ્રમાણો ઘણાએ મળે છે.

શ્લોક.

नष्टे मृते प्रव्रजिते क्लीवे च पतिते पतौ ॥
पंचस्वापत्सु नारीणां पतिरन्यो विधीयते ॥

પારાશર અ૦ ૪–૩૧

અર્થ—પતિ નષ્ટ થઈ જાય (પતિ પરદેશ ભાગી જાય અને સમાચાર ન મળે) મરી જાય સંન્યાસ લઈ લે. નપુંસક (હીજડો) હોય અને પતિત (દુરાચરણથી ભ્રષ્ટ) થયો હોય તો એ પાંચ પ્રકારની આફ્તીને વિષે સ્ત્રિએ બીજો પતિ કરવો. તે પ્રમાણે યાજ્ઞવલ્ક્ય અને મનુ મહારાજની પણ સંમતિ છે તેમ ખંભાત નીવાસી કવિ રેવાશંકરની કવિતા વાંચી વીચારો કવિતા.

परंपरा रीत्य रुदे धरेते×अन्य पति प्रिया सुखें वरेते

એવી શાસ્ત્રોની સરળ સંમતિ અને ઈશ્વરી કુદરતનો ફેરફાર કરીને યુવાન સ્ત્રીને અનેક કામનાઓ હોવા છતાંએ એક સમાન વયના પુરૂષની સેવા કરવામાં મહાન અધર્મ આજે આપણુ સમજીએ છીએ. તેવી સમજણને લીધે ગર્ભપાતોથી ભારત ભૂમીમાં અનાથાશ્રમો ગામેગામ ખોલવાનો કુસમય પ્રાપ્ત થયો છે—જેથી સ્ત્રીયોને વ્યભીચાર કરવામાં સહાયતા અનાથાશ્રમો ઠીક આપે છે—આવી સમજમાં વંશ

વિસ્તાર કયાંથી પામે અને આપણને સુખ શાંતી મળી શકે.

અનાથાશ્રમમાં જો મુકી આવે છે તો વર્ણશંકર ગણાય એટલુંજ હાનીકારક છે, પણ આપણા ઠપકાના ભયને લીધે જે સ્ત્રીયો ગર્ભપાત કરે છે કે જન્મેલા બાળકને મારી નાખે છે તે દોષતો ઘરડાઓને માથે છે—કેમકે પુત્ર પુત્રીની પૂર્ણ ઉમ્મર થયા વિના બાળ લગ્ન કરાવે છે તેથીજ આવા અનેક પ્રપંચો અને પાપો કરવાના સંજોગો આવે છે—તે માટે જો સુખ ધર્મ—અને લાભને આપણ ચાહીએ તો બાળ લગ્નનો બુરો રીવાજ કાઢી નાખીએ અને શહેરમાં વસ્તી કંન્યાને ૧૨–૧૩ વર્ષ અને ગામડામાં વસ્તી કંન્યાને ૧૪–૧૫ વર્ષે લગ્ન કરાવવું જોઇએ તેમજ પુત્રની ઉમ્મર ૨૦ થી તે ૨૫ વર્ષની હોવી જોઇએ.

ઉપરના લેખથી એમ સાબુત થાય છે કે હજાર વર્ષ ઉપર તો બ્રાહ્મણીઓને હાથે આજના જેવા કૃત્રિમ ચુડલા હતા તેમજ બીજા કોઇ શાસ્ત્રોમાં બ્રાહ્મણને વાસ્તેનું પ્રમાણ મળતું નથી માટે આવા સાંકડા વખતમાં શુદ્રપણાને પ્રાપ્ત કરનારા અને ભારે ખર્ચવાળા ચુડલાઓ બદલી નાખવા પૂરા જરૂરના છે. એક તો આજ કાલની મોઘવારીયો છે અને તેમાં સોનીઓને જોઇતું જડયું છે. અને આપણો માલતો આઠ આનાનો ગણાય છે અને સોનીના ઘરનો તો મોઘોજ હોય છે. દરેક દાગીનાઓમાં અડધી ખોટ પડે છે અને મહેનતના રૂપીયા તો પાન સોપારીને ઠેકાણે એટલે

ચારે બાજુ આપણુજ લુટાઈ રહ્યા છીએ ત્યારે તેવા ચુડલા અને બીજા નક્ટ દાગીના પહેરવાથી કાંઈ બ્રાહ્મણોનો દરજ્જો વધે તેમતો છે નહી તો પછી ન પહેરીયે તો કાંઈ હાની ગણાય તેમ નથી. સોહાશણને તો ચુડલો અને ચાંદલો તો હોવોજ જોઇએ એમ શંકા પેદા થાય તો વાગડમાં તો ચાંદલો બરીયોને કયારે પળે છે આપણે કોઈના કપાળમાં ચાંદલો જોતાજ નથી અને કોઈ સ્ત્રીયો કરતી હશે તો બીજી બરીયો તેની વાતો પણ કરીને નિંદા કરતી હોય છે. ચુડલો બીજી વર્ણના જેવો બ્રાહ્મણને નજ હોય બધો હાથ ભરીને આપણી સ્ત્રીયોને ચુડલો હોય અને બીજી તમામ જાતને હોય તો શું જુદા વર્ણનો ફેરફાર છે. બબ્બે બંગડીઓ પહેરવી જોઇએ આપણી સ્ત્રીઓને મ્હોટા ઘાઘરા હોય તેવાજ બીજી તમામ જાતોની બૈરીઓને હોય તો શું જુદું છે.

વળી આપણી ઉચ્ચ વર્ણોમાં કેટલાએક બૈરાંને તો હાથીના હાડકાના ચુડ્ડા હોય છે હાડકાના ચુડ્ડા પહેરીને રસોઈ બણે છે તે તો ધર્મ ગણીએ છીએ અને અભડાતા નથી. જો અભડાતા હોઇએ તો તેવા હાડકાંને ન અડકીયે તેમજ તેવાં હાડકાની કોઈ ચીજોને ન વાપરીએ.

સ્ત્રીઓ રજસ્વાળાનો ધર્મ પણ કયાં પુરો પાળે છે તેમજ દીશા જંગલ જઇને હા[illegible] ધોવા કે સ્નાન કરવું

અનુગમતું થઈ પડયું છે કે પાણી ગાળવું અને અનાજ વિણવું કે દરેક વસ્તુ ધોઇનેજ વાપરવી એનો કંટાળો આવે છે સહુને બોલવું ગાવું રોવું વિગેરે ન કરવું જોઇએ તે તો આજે બધુએ ઉલટુંજ થઈ પડયું છે એટલે સર્વ પ્રકારે શુદ્રોનીજ વર્તણુંકો આપણામાં દાખલ થઈ ગઈ છે તેને હવે જો દુર ન કરીયે તો બધો આર્યાવર્ત દેશ તે જાણે અનાર્યાવર્ત બનીને શુદ્રત્વ સ્થિતીને ધારણ કરી રહ્યો છે.

આપણી મેળે આપણેજ સમજીને જે જે સુખદાઈ અને કલ્યાણકારી હોય તેનું આચર્ણ કરી લેવું જોઇએ જુના કઢંગા જે જે રીવાજો હાની કર્તા છે તે તમામ કાઢી નાખવા જોઇએ ચાહે તો તે શુદ્ર રીતીના હોય કે ભલે શાસ્ત્ર રીતીના હોય પણ દુ:ખદાઈ રીવાજોને કાઢી નાખીને જે સુખદાઈ રીવાજો આપણને અનુકુળના હોય તેનો નીબંધ બાંધી તેવાં પુસ્તકો છપાવિ દરેક ન્યાતીલાને રાખવાં જોઇએ તે નીયમને વર્તવાથી ન્યાતીકાયદાનો કોઈ ભંગ કરવા ન પામે.

પરીણામની પ્રજાને સારા સુખના લાભો તેમાં સમાયલા છે ઓછા આયુષ અને ઓછા બળ પરાક્રમ અને આવકની તંગીના વખતમાં ભારે અનર્થો ભરેલા ખર્ચાઓને કાઢી નાખવાથીજ સુખશાંતીમાં રહી શકીશું. આપણી દુ:ખદાઈ કઢંગી રૂઢીયોતો અવર્ણનીય ઘણીએ છે જેને સહુ કોઇ બુદ્ધિમાનો તો સમજીને દુર કરશેજ તેમાં સુખ છે.

# પ્રકર્ણ ૧૦ મું.

## ( ધર્મ ગુરૂઓના અજ્ઞાનથી હિંસાદી પાપ કર્મો. )

આપણ તો પરમેશ્વરના ઘરના પ્યારા પુત્રો છીએ તમામ જગતના ગુરૂ છીએ આ જગતમાં બ્રાહ્મણના જેવું દૈવત્વ વાળું બીજું કોઇ દેવ કે માનવનિ જાતિમાં તો છે નહિ–દેવોને તૃપ્ત કરનાર પણ બ્રાહ્મણજ છે જગતમાં જે જે પદાર્થો છે તે બધાએ બ્રાહ્મણોનાજ પેદા કરેલા છે, જે કોઈ બ્રાહ્મણને અર્પણ કર્યા વિના ખાય છે તે બધાએ પરમેશ્વરના ચોર છે. બ્રાહ્મણનું વચન સહુને કલ્યાણકારી છે તેમ સમજીને બ્રાહ્મણો જેમ કહે તેમ બીજી વર્ણોએ કરવું જોઇએ. પણ બીજી વર્ણો કહે તેમ બ્રાહ્મણોએ ન કરવું ઘટે બ્રાહ્મણનું એઠું બીજાઓને જમવું તે પવિત્ર કરનારૂં છે પણ બીજી વર્ણોનું એઠું બ્રાહ્મણ જમેતો ભ્રષ્ટ થાય છે તેમજ બીજી વર્ણોના ઉતરેલાં વસ્ત્રો પણ બ્રાહ્મણોએ ન લેવાં જોઇએ તેમજ બીજી વર્ણોની પેઠે આપણે બ્રાહ્મણોને વિવાહમાં ધામધુમ ન હોય કે ન જાનોનો ઠાઠ કાઢવો જોઇએ. અગ્નિ દેવ અને માતપિતાની સાનિધ્યમાં શાસ્ત્રોક્ત વિધિથીજ કર્મ ક્રિયા કરવી જોઇએ વિવાહમાં સ્ત્રિયોની કાંઈ જરૂર પડતી નથી તેવું પ્રમાણ પણ મળતું નથી તેમ મ્હોટા ખર્ચની શાસ્ત્ર વિધિ પણ બ્રાહ્મણોને માટે જોવામાં

આવતી નથી બ્રાહ્મણનું તો તમામ કર્મકાંડ-જળ-જંગલ જવતલ અને દર્ભ ચંદન પુષ્પાદી વડે સંપૂર્ણ થઇ શકે છે ક્યાંયે એક પૈસાના ખર્ચનું તો નામ નથી તેને બદલે હજારો રૂપીયાઓનું પાણી કરીને અત્યાચારોમાં જોડાઈ રહ્યા છીએ તે આપણા બ્રાહ્મણ દેહનો ધર્મ નથી.

વિવાહમાં સ્ત્રિયો હોવાથી ભ્રષ્ટતા વધે છે અને વ્યભીચારાદી કર્મો પણ થાય છે. તેમાં અન્ય નિચવર્ણોથી સહવાસના કારણથી વર્ણસંકર પ્રજા પેદા થાય છે.

જે જગત ગુરૂનિ સ્ત્રિયો બ્રાહ્મણીઓ છે. તેની નીચ વર્ણો મશ્કરીયો કરે છે તેને જોઇને આપણ ખુશી થઇએ છીએ તે આપણી ભુલથીજ આપણી પડતી દશા છે વાસ્તે મુળજ કાપી નાંખવું જોઇએ આપણા કોઇ ઋષિ મુનિયોએ ઠાઠ માઠ કરીને જાનો કાઢી હોય તેમ જણાતુંજ નથી કે બૈરીયોની જરૂર પડતી હોય તેમ પણ સબુત નથી મળતો માટે બૈરીયોની વિવાહમાંએ જરૂર નથી પડતિ અને તેવિજ રીતે મરણ ક્રિયામાં પણ બૈરીયોનિ કાંઇ જરૂર નામે પણ પડતિ નથી કેમકે મડદાને બાળવામાં પુરૂષો વિના સ્ત્રિયોની શી જરૂર પડે છે-ઉલટી પોતે શોક કરે છે અને પુરૂષોને શોક કરાવિને નિર્બળ બનાવે છે માટે બન્ને કર્મમાં બૈરીયોની તદ્દન જરૂર નથી.

આપણી વડીલ ઋષી પન્તિઓનું પણ દ્રષ્ટાંત ક્યાંય નથી જડતું જો જડેછે તો તેવું જડેછેકે હજાર વર્ષ ઉપરતો બ્રાહ્મણીઓને ઉપવિત સંસ્કારો હતા તેમ અગ્નિ હોત્રાદી વૈદીક કર્મો કરતિ હતિ—તે બ્રાહ્મણીઓ આજે સંધ્યા કે અર્ઘદાને પણ કરતી નથી પણ ભીલડીઓ કે નીચ જાતનિ પેઠે વિવાહમાં તદ્દન્ નફ્ટ ગાવું નાચવું તો બ્રાહ્મણીઓના જેવું બીજાને તો ભાગ્યેજ આવડતું હશે–તેમ જે વૃદ્ધ સ્ત્રિયો હોય તેવળી તેમાં કેટલીક તો પુરી મદદગાર પણ હોયછે કદી જુવાનને તેવું ગાવું નાચવું નગમતું હોયતો બે મેહેણાં મારીને પણ ઉભીતો કરવાનિ આવડ ઘરડાંનેજ હોયછે

તેમ કેટલાક રીત રીવાજો ને પણ તેવાં ઘરડાં હોયતે જેમ કહે તેમજ કરવાનું ભલે તેનું નામ કે નીશાન્ શાસ્ત્ર-માંતો નહોય પણ ઘરડાંજે કુળની રીત કહે તે તો કર્યાવિના ચાલેજ નહિ. પછી તે ભલે ઉટાંગ હોય પણ ખરા ખોટાની તપાસ આપણે તો કાંઇ કરતાજ નથી અને જેમ ગાડરીયો પંથ ચાલતો હોય તેમ ચાલતાજ. જઇએ છૈએ તેને આ પણ આજે કુળ ધર્મ સમજી ને કરતાજ જઇએ છીએ પરંતું તેનો વિચારજ નથી આવતો કે આવા ખોટા વ્હેમો ને કોણ જાણે ઘરડાં શું સમજી ને કરતાં હશે પણ હવે આપણને જરૂરનો કુવ્યવહાર જે નથી તેને કાઢી નાખીએ તેવી સુઝજ નથી પડતી. ઘરડાંના રીવાજ તો ઘણાએ ઉટાંગ છે

**દ્રષ્ટાંત**—એક જણને ત્યાં વિવાહનું કામ આદર્યું ત્યાં ગણપતિનું પુજન કરીને દીવો કર્યો હતો ત્યાં એક બીલાડી ફરતી હતી તે ઘરડાં ડોશી માએ જાણ્યું કે દીવાને ઝડપ મારશે તો દીવો ઓલવશે અને ચીટકું કરશે તેમ સમજી પાસે પડેલી ટોપલી બીલાડીના ઉપર ઢાંકી દીધી

લગ્નના ધાંધળમાં બીલાડીને કાઢી મેલવાનું તો ભુલીજ ગયાં અને લગ્ન કરીને પાછાં અવ્યાં તે વખતે વર કંન્યાને પગે લગાડવા ગયાં ત્યાં ટોપલી ઉઘાડી કે ભુખે ખંખ થઇ ગયેલી બીલાડી નીકળીને ચાલીગઈ તે વહુએજોયું તેણીએ જાણ્યું કે આપણા કુળમાં આવિ બીલાડી ને ઢાંકવાનિ રીત હશે જ્યારે તે ને છોકરાં થયાં અને છોકરાનું લગન આરંભ્યું એટલે ગમેત્યાંથી બીલાડી ખોળી લાવિને ટોપલા નીચે ઢાંકી દીધિ એવી રીત એમને એમજ કેટલોક વખત ચાલી પછી એક વખત બીલાડી કયાંય મળીજ નહિ એટલે લગ્નનું કામ પણ અટકી ગયું બૈરાંએ કહ્યું કે આપણા કુળ પરંપરાનિ રીત છે તે તો કરવિજ પડે

જો બીલાડી ન મળે તો લગ્ન તો થાયજ નહિ ઘણું ભારે કુળ રીતનું કામ તો થૈ પડયું. વળી કોઇકે કહ્યું કે લાકડાની બીલાડી ઘડાવિને કામ ચલવિ લેવું જોઇએ.

જે બૈએ નજરે જોયેલું હતું તેનું મન લાકડાની બીલાડીમાં કેમ કબુલ કરે ઘરડાંઓને પુછ્યું તો તેણે પણ

કહ્યું કે એતો જેના કુળની રીત હોય તેતો પુરી કરવીજ પડે તેમાં કાંઇ ચાલે નહી. વહુને પુછ્યુ કે આ રીત ક્યારનિ ચાલતિ આવે છે વહુએ કહ્યું કે હું તો જે દીવસની આવી છું તે દીવસથી તો જાણું છું–તે ઘરધણીને પુછ્યું તો તેણે કહ્યું કે મને તો ખબર નથી, એ કુળ રીતની વાતો તો ઘૈરાં જે કહે તે ખરૂં હશે. પણ મ્હારી માશીને ખબર હશે તેમને તેડાવો ડોશી આવ્યાં એટલે ઉકેલ તુરત પાડયો કે કાંઇ બીલાડી ઢાંકવાનો તે રીવાજ હોય ખરો કે આ તમોને કોણે વ્હેમ ઘાલી દીધો છે. બધાએ કહ્યું કે વહુને પુછો–વહુએ કહ્યું કે મેં નજરે જોયું છે, હું પરણીને આવી તે દીવસે મ્હારી સાસુએ ટોપલી તળેથી બીલાડીને કાઢી તે મેં જોયુંછે. ડોશીમાએ કહ્યું કે હું પણ તે વખતે તો હતી. બીલાડી ફરતી હતી તે દીવો ઓલવી નાખશે તેવા ભયને લીધે મ્હારી બેને બીલાડીને રોકવા વાસ્તે ઢાંકી હતી. તે કાંઇ હવે તેવું કરવાની જરૂર નથી. તમ્હારાં બધાની અક્કલ ક્યાં ગઇ છે કોઈ વખતે સમયનો વિચાર કરીને ઘરડાંએ કાંઇ કર્યું હોય તેને કર્યેજ–જવું એ ઉંધું તમોને કોણ શીખવે છે. વ્હેમ નીકળી જવાથી સૌ શરમાઇ જઈને લગ્નનું કામ શરૂં કર્યું.

તેમજ આપણામાં કેટલાંક રીવાજોનાં બીલાડાં પેશી ગયાં છે તે હવે પણ નીકળતાં નથી. દરેકની ન્યાતોમાં

જુદા જુદા ઉટાંગ રીવાજો હદ્દદરજે વધી ગયેલા જોવામાં આવી રહ્યા છે તેમાંથી જે દુઃખદાઈ અને આપણી ઉત્તમ જ્ઞાતિઓને લાંછન રૂપ હોય તેઓને કેમ ન કાઢી નાંખીએ. જેવા કે ગોર્યો વાવવી એ શુદ્ર રિવાજ છે. એ સિવાયના પણુ બીજા જે કુરીવાજો હોય તે બધાએ કાઢી નાંખવા જોઇએ, શાસ્ત્રોમાં આઠ પ્રકારના વિવાહ કહ્યા છે તેમાં જે દૈવ અને બ્રાહ્મવિવાહ ઉત્તમ છે બ્રાહ્મણોનેજ કરવાં જેવા તેને તો આપણુ સમજતાએ નથી અને જે વિવાહો નીષેધમાં નીષેધ આસુર પીશાચની વિધિના છે તેમાં પણુ પ્રમાણુ નથી મળતું આવતું તેવા આસુર અને પીશાચ વિવાહોથી એ અધમ વિવાહો આપણુ કરીએ છીએ.

નામતો ઘરડાંનું આપીએ છીએ કે જેમ બાપદાદા કરતા ગયા છે તેમજ આપણે તો કરવું જોઇએ. તો વડીલો તો દીકરીના ઘરનું પાણી સુધાંત પીતા નહુતા તેટલુંજ નહિ પણુ જે ગામમાં પુત્રીને પરણાવી હોય તે ગામના જળાશયોનું એ જળ નહી પીતા હતા તે રસ્તો તો ઉંચા માર્ગનો છે તેને તો આપણી ન્યાતનો રીવાજ આપણુ ગણુતાજ નથી આ રીવાજ તો નીચી વર્ણોમાં આજે જોવામાં આવે છે. અને આપણુ કેટલા ઉલટા ચાલીએ છીએ અને વડીલોના નામને વગોવી રહ્યા છીએ.

મ્હોટાં પુસ્તકોની લાંબી લાંબી કથાઓ વાંચીને મહા

પંડીતાઇ લોકોને બતાવી રહ્યા છીએ અને આઠ વર્ષની પુત્રીના વજનથીએ બે ત્રણ ઘણા રૂપીયા વધારે ગણી લેઇને પચાસ વર્ષના બોખલાને પરણાવી દઇએ છીએ તે વખતે પોથાંને પાણીમાં કેમ ન બોળી દઇએ. વળી આઠ વર્ષના વરને બાર વર્ષની કંન્યા પરણાવતાં માબાપોનું તો લોભ વશ કે માનને લીધે હૈયું ફુટી ગયું હોય પણ લગ્ન કરાવનારા પુરોહિતે તો ઘાંચીના બળદના આંખના ચસ્માં તો ન ઘાલ્યાં હોય તે પચાસ વર્ષનાને આઠ વર્ષની કંન્યા અને આઠ વર્ષનાને બારવર્ષની કંન્યાને પરણાવે કે બબ્બે ત્રણ ત્રણ વર્ષનાં ઢીંગલાંઓને પરણાવે આવું અત્યાચારોનું જે કામ હોય તેતો વડીલોનું નામ લઇને કરવાના પ્રમાણો ખોળીને એ પણ કરીએ છીએ. પરંતુ જે રસ્તે ધર્મકાર્યોને વડીલોએ આદર્યાં હોય છે તેને તો કાન તળે કાઢી નાંખીએ તેટલુંજ નહિ પણ એતો સમર્થ હુતા તે ગમે તેમ કરતા ગયા છે એમ કહીને આડે રસ્તે જઇએ છીએ. જ્યારે વડીલો સમર્થ હતા તોએ દીકરીના ગામનું એ પાણી પીતા ન હતા. ત્યારે હવે આપણ અસમર્થ છીએ તો કંન્યાને વેંચીને શુદ્ર રીવાજોને કેમ કરી શકીએ. નહિજ કરવા જોઇએ. બ્રાહ્મણના કુળને કલંક તો કંન્યા વિક્રયના જેવું બીજું નથી.

વળી કેટલાએક તો દીકરીને સાટે આપીને બાપ પરણે છે. બેનને સાટે ભાઈ કે ભાણેજને સાટે મામો વિગેરે પ-

રણે છે આ વિવાહો આસુર પીશાચોનાથી એ અધમમાં અધમ છે જેનું પ્રમાણ નિષીદ્ધ વિવાહોમાં એ જડતું નથી દીકરી જો નહોત તો બાપ કોને સાટે લગ્ન કરતો અને બેન ભાણેજ નહોત તો ભાઈ મામો કોને સાટે પરણુતા. ત્યારે સાટું ન કર્યું હોત તો શો વાંધો હતો દીકરીને સાટે બીજાની દીકરી બેનને સાટે બીજાની બેન એમ ન કર્યું હોય અને ઠામજ બેશી રહીએ તો શું પાપ લાગતું હતું. જેમ કે ગહું આપીને ચોખા લાવવા પડતા હોય તો ગહુથીજ કેમ ન ચલાવી લઇએ.

અર્થાત જેને સાટે પરણીએ તે પર્ણવું તેનેજ પરણ્યા સરખું છે માટે કંન્યાવિક્રય અને સાટાં ( બદલા ) કરવાં તે નિચ શુદ્રોમાં પણ કરવાં ઘટીત નથી તો પછી ઉત્તમ વર્ણ થઇને આવા નિચ વિવાહો કરવા તેનિ પ્રજા કેવિ થાય—જેવો વિવાહ તેવિ પ્રજા થાય છે.

વળી સાટાથીજ કયાં સંતોષ થાય છે પણ જો સાટે આપતાં જેનિ દીકરી બેન વધારે મ્હોટી પડતી હોય તો ઉપર વધારે રૂપીયા પણ લેવામાં આવતા આપણે જોઇએ છીએ.

બ્રાહ્મણના કુળને જો આવા વિવાહો શોભતા હોય અને ઋષિયોનું નામ ન લજવાતું હોય તો સુખેથી વધાવિ લેવા જોઈએ અને કાંઇક પણ શરમ જેવું સમજાતું હોય કે દુ:ખદાઇ દેખાઈ રહ્યું હોય તો ન્યાતિ બંધુઓએ તુરત

પાપી વિવાહોને બદલી નાંખવાનિ પુરતી તજવીજો કરી દેવી જોઇએ કેમકે ઉપર પ્રમાણેના વિવાહોથી ઉત્પન્ન થનારી પ્રજા તે કંન્યાવિક્રય કરવાથી તથા સાટાં કરવાથી કે કજોડાં કરવાથી બ્રાહ્મણના કુળ ધર્મનો નાશ થાય છે. અને તેથી વર્ણસંકર પ્રજા થાય છે તે પ્રજા દેવ પીત્રુઓના કોઇ કાર્યમાં લેઇ શકાય નહિ. તેમજ તેના હાથનાં કરેલા કર્મોને દેવ પીત્રુઓ અંગીકાર કરી શકતા નથી, તેના પીત્રુઓ નર્કમાં પડે છે તે વિષે શંકા હોયતો જોઇ લેજો ગીતા અ૦ ૧ શ્લો૦ ૪૦ થી ૪૩ એવિ રીતે શુદ્રોથી પણ હલકે દરજે આજે આપણ આવી ગયા છીએ તેમજ શુદ્ર પણાને માટે મનુ અ૦ ૨-૧૦૩ માં કહ્યું છે કે જે બ્રાહ્મણ સવાર કે સાંજ સંધ્યા નથી કરતો તેને શુદ્ર જેવો સમજીને બ્રાહ્મણ પંક્તિથી અલગ કરી દેવો જોઇએ અથવા ત્રણ દીવસ સંધ્યા જે ન કરે તો તે શુદ્ર છે જ્યારે ત્રણ દીવસનિ સંધ્યા ન કરવાના કારણથી શુદ્ર થવાય છે. તો પછી ત્રણ પેઢીમાં કોઇએ સંધ્યા ન કરી હોય તે વાત તો રહેવા દઇએ પણ ગાયત્રીએ ન કરી હોય કે ન જાણતા હોય તેને શુદ્રથીએ કેટલી બધી નિચી પદવી સમજવી ઘટે આજે આપણામાં ગાયત્રિ રહીતજ સેંકડે ૯૫ છે ગાયત્રિ રહીત બ્રાહ્મણ શુદ્રથી પણ નિચા દરજાનો છે પારાશર અ. ૮. ૩૧ માં છે અને અગ્નિ કર્મ સંધ્યો પાસન કે વેદ

વ્રત કે આચારહીન જે બ્રાહ્મણ હોય તો તે શુદ્રજ છે પારાશર. અ૦ ૧૨-૩૧ થી ૩૮ માં જોઈ લેવું જે બ્રાહ્મણ સુતકીનું ખાનારો હોય શુદ્રનું અન્ન ખાનારો હોય શુદ્રનો હોમ કરાવનારો કે શુદ્રના વ્યવહારો વિગેરે કરનારો હોય તો તે શુદ્રથીએ હલકો છે આવી સ્થિતિનો આજે કેવો પૂર્વ કાળ વર્તાઈ રહ્યો છે.

તેમાંજ પડી રહેવું યોગ્ય લાગેતો જરૂર ઢેડ ભંગીયોના ભેગું જમવું પડશેજ વળી વર્તમાન સમયમાંતો એવો નીયમ ઠરાવેલો છે કે જે ઠરાવ ઘણાજન મળીને કાયમ કરે તે ને માનિલેવો-પણ તેવું આપણી વર્ણને લાગુ પડતું નથી કેમકે તે મત શાસ્ત્રથી બીલકુલ વિરૂદ્ધ છે.

પારાશર અ૦ ૮-૧૧ થીતે ૧૪ માં તથા મનુ૦.અ૦ ૧૨ ૧૧૩-૧૧૪ માં બતાવ્યું છે કે જેણે વેદ વૃત્તોનું કે વેદાધ્યન કે તપાદી કાંઈ ન કર્યું હોય અને કેવળ જાતિવડે નામ ધારી બ્રાહ્મણો હોય તેવા કે ઉપર બતાવ્યા તેવા શુદ્ર પણાને પામેલા જે હોય તેવા હજારોનિ સભા ભેળી થાય તો પણ તેને परीषद्-બ્રહ્મ સભા ન કહેવાય અને તેમના ઠરાવેલા ઠરાવો તે પણ બ્રાહ્મણોને માનવા ન જોઇએ.

કેમકે શાસ્ત્રોને ન જાણનારા કે બ્રહ્મ ગાયત્રિ પણ ન જાણનારા કે ન જપનારા કે વેદાદીના પઠનથી રહિત અને સદા ચારાદીથી પણ રહિત એવા હજારો નામધારી બ્રાહ્મણોની

સભા ભરાણી હોય જેમાં એક પણ ધર્મ નિર્ણેતા શિષ્ટ બ્રાહ્મણ કે તત્વ વેત્તા જો નહોય તો તે શૂદ્ર સભા છે. અને તેવા ઘણાજનો ના ઠરાવેલા જેઠરાવો તે શુદ્રાદી જાતિઓને માનવા જેવાછે કેમકે તે ઠરાવો ધર્મના અંગીભૂતો નથી ગણાતા—ધર્મના અંગીભૂત જે ઠરાવો કરવા તે તો બ્રહ્મ સભા કરી શકે છે તે બ્રહ્મ સભામાં જ્ઞાનની શ્રેષ્ટતા છે.

શુદ્રોમાં ઘરડાને મ્હોટો ગણવો—વૈશ્યોમાં ધનવાનને ક્ષત્રિયોમાં શૂરાતનને અને બ્રાહ્મણોમાં જ્ઞાનવાનને મ્હોટો ગણવો મનુ૦ અ૦ ૨—૧૫૫ માંછે—જાતિ કે ઉમ્મરથી બ્રાહ્મણને મ્હોટો ન ગણવો.

બ્રહ્મ ચર્યાદી ધર્મ વૃતો પાળીને વેદ વેદના અંગો કે પુરાણ ન્યાય મિમાંસાદી ધર્મ શાસ્ત્રોનો ' તર્કથી વિચાર કરીને પ્રત્યક્ષ પ્રમાણો ખોળી કાઢનારો હોય તેવા ત્રણ કે પાંચ જણની સભા ને કે આત્મ તત્વનો અનુભવ કરનાર કે બ્રહ્મ ગાયત્રિને સમજનાર તત્વ વેત્તા કે પરોપકારી ધર્મ વૃતો આચરનાર કે અહિંસક સદાચારી સમ્યક જ્ઞાનવાનાદીમાંથી જો એક પણ હોય તો તે બ્રહ્મ સભા पारिषद् ગણાય છે. તેવા ત્રણ પાંચ કે એકનિ સભા એ. જે નિર્ણય કર્યો હોય તેને ધર્મનો ઠરાવ જાણવો એવા પવિત્ર ધર્મને ગ્રહણ કરવો તેનું નામ ધર્મ અને पारिषद् ધર્મ સભા કહેવાય છે. બ્રાહ્મણાદી જ્ઞાતિઓને તે સભાના ધર્મ નિર્ણયને માનવો

મનુ૦ અ૦ ૧૨–૧૦૬ થી તે ૧૧૨ માં પારાશર અ. ૮–૧૯ થી તે ૨૧

સંતોષિ કામ ક્રોધાદીથી રહિત નંમ્ર અને કોઈ પણ પ્રકારના દુર્વ્યસનો વિનાનો સદાચાર સંપન્ન સાગ્નેય ગાયત્રિને જપનારો દ્વેષાદી દોષોથી રહિત તેવા ત્રણ કે પાંચ બ્રાહ્મણોની સભાને બ્રહ્મ સભા સમજવિ–પણ કેવળ જાતિ માત્રથી ગણાતા દશહજાર મૂર્ખોનિ સભા તે બ્રહ્મ સભા ન ગણાય તે કોઈના પાપોને નાશ ન કરી શકે વાસ્તે તેવાઓને પાપ કહેવું પણ નહિ- બ્રહ્મ સભાના અધિકારીઓને કહેવાથી પાપનો નાશ થઇ શકે છે.

વર્તમાન સમયમાં તે પ્રમાણે આપણ કેટલા દરજ્જાના છીએ તે તો સૌ સમજી શકીએ છીએ જો આપણામાં ધર્મ જાણવાનું જ્ઞાન અને બુધિ હોય તો–લશણ–ડુંગળી આદી તામસી ચીજોને ન ખાઇએ તમ્બાકુ ખાવિ સુંઘવી કે પીવિ કે ઘસવિ વિગેરે ન કરી શકીયે કે મદીરા માંસના ગ્રહણ કરનારનું અન્ન જળ ન લઈ શકીયે કે કંન્યાવિક્રય કરનારનું પાણી પણ ન પી શકીયે કે ન ગાયત્રિ રહિત બ્રાહ્મણને નમસ્કાર કરી શકીયે જો આપણામાં બુદ્ધિ–જ્ઞાન હોય તો શુદ્રોને કે મુસલમાનોને હાથેંહાથ ન મેળવિએ. પણ અંતરનો પ્રેમભાવ એકતાનો કરી રાખીએ.

જો આપણામાં બુદ્ધિ હોય તો જેનાથી વટલાતા

હોઇએ તેનું પાણી ન પી શકીયે અને પીતા હોઇયે તો જુદાપણું ન રાખીએ. કંન્યા આપવા લેવાનો વ્હેવાર કરી લઇએ અને તેમાં બાધ બેસતો હોયતો પાણી પીવાથી કેમ નથી વટલાતા. બેમાંથી એક કરવું જોઇએ. કાંતો કંન્યા આપવા લેવાનું ઠરાવવું કાં પછી જેની કંન્યા તેનુજ પાણી પીવાય.

જો વર્ણાશ્રમ ધર્મમાં હોઇએ તો તો વેદશાસ્ત્રોનિ આજ્ઞા પ્રમાણે વર્તિને સંસ્કારો કરવા જોઇએ અને લોક વિરૂદ્ધ શાસ્ત્ર સંસ્કારો છે એમ માનિયે તો જેમ લોકો ખુશી રહે તેમ કરીયે–જો લૌકીક વ્યવહારો ન છુટી શકે તેવા હોય તો શાસ્ત્ર વ્યવહારોને તો છોડી શકીયે–જો શાસ્ત્ર વ્યવહારોને ન છોડી દેવા હોય તો લૌકીક વ્યવહારોને છોડી દઈએ કાંતો યજ્ઞોપવિત્ત–વિધિથી ધારણ કરીને બ્રહ્મચર્યાદી વ્રતો (કટી મેખલા દંડ કમંડળ શંખ વિગેરે ધારણ કરી ) આચરીએ. કાં પછી સુતરના તાંતણાને વિસર્જન કરી દઇને લોક રૂઢીના ખર્ચા કરીએ જો હોળીનો તેહેવાર આપણ કરીએ તો શુદ્રોને શ્રાવણી કર્મ કરાવિએ અને જો શુદ્રોને શ્રાવણી કર્મ ન કરવાનો અધિકાર હોય તો આપણને હોળીના તહેવારનો વ્યર્થ ખર્ચો કરવો તે બીલકુલ ન કરી શકીએ.

જો આપણે ઢેડ ભંગીઓથી અભડાતા હોઇએ તો

જેટલી જાતીઓ દારૂ માંસનું સેવન કરતી હોય તેમાંથી કોઇને નજ અડી શકીએ અને મદીરા માંસનું ભક્ષણ કરનારાઓનો બાધ નહિ બેસતો હોય તો પવિત્ર અંત્યજો જે મદીરા માંસથી રહિત હોય તો તેને કેમ ન અડી શકાય–

જો વિધવાઓ બ્રહ્મચર્ય વ્રત પાળીને તપસ્વિનીઓ નહી રહિ શકતી હોય અને સારાં વિષયીક પદાર્થોનું સેવનજ કરીને રંગદાર વસ્ત્રો અને મીષ્ટાંન પાન કે દર દાગીનાઓ પહેરવા વિગેરેનો શોખ કરીને ગર્ભપાતોનેજ કરી રહિ હોય કે વ્યભીચારાદી નીચ કર્મોમાં જોડાયલી હોય તો તેવી વિધવાએ પુનર્લગ્ન કરીજ દેવું જોઇએ કાં પછી પુરૂષ માત્રનો સંગ છોડીને ધોળાંજ વસ્ત્રો ધારણ કરીને જ્યાં સુધી શરીરમાં લોહી રહે ત્યાં સુધી એકવારજ સાત્વીક ઘી દુધ, તેલ, ખટાસ, ગોળ, ખાંડ, મરચાં વિનાનું મોળુંજ પેટને ભાડું આપીને ઇશ્વર આરાધન વિના બીજું કાંઈ કામ નહોઈ શકે. જો પતિનો ખેદ હોય તો પરમાત્માના ભજન વિના બીજું કરવાનું કાંઇ નજ ગમે–અને જો ગમે છે તો વિધવાપણું નથી એ વંઠેલપણું છે. કાંતો પતિની સાથેંજ સતિ થઇને બળી મરવું કે પછી તપસ્વિની થઇને તપ કરીને આયુષ્ય પુરૂં કરવું. કાં પછી નાતરૂં કરવું પણ પાપોના પોટલા આજે ભારત ભૂમીમાં જે કરોડો ગર્ભપાતોના થઈ રહ્યાછે તે ન થઈ શકે તેમ કરવું જરૂરનુંછે.

## ( પરાધીન બાળકોના પુંકાર. )

અરે માતાઓ તમોને અમારા ઉપર જરાએ દયા નથી આવતી હજુ તો અમો ગર્ભમાંજ છીએ અને તમો તો અમારા નાશના ઉપાયો એનેક પ્રકારે કરોછો ત્યારે પેટમાં પરાધીનપણે અમો તો શું કરી શકીએ. જ્યારે તમારામાં કોઇને છોકરૂં ન થયું હોય તો તમો બાધાઓ રાખોછો જંતર મંતર કરાવોછો સાધુ બાવાઓને સેવોછો ઓલીઆઓને ખોળોછો અનુષ્ટાનો કે જપજપાદી કે યજ્ઞાદીઓ કરાવોછો તોએ પ્રજાનું મોઢું જોવાનો ભાગ્યેજ વખત આવે છે અને તેવો વખત આવેછે ત્યારે સ્ત્રિઓના આનંદનો પાર રહેતો નથી. કેમકે કદાપીને ધ્રુવ, પ્રલ્હાદ, વિભીષણાદીકે રામ કૃષ્ણાદી જેવા પરાક્રમી મહત્પુરૂષોનું અવતરવું જો મ્હારે પેટે થાય તો વગર મહેનતેજ જન્મમરણાદી દુ:ખો મટી જાય તેવા આનંદના ઉછાળા સગર્ભાને હોય છે–તેના બદલામાં હે માતાઓ તમો શોકમાં રહોછો અને અમારૂં મરણ નર્કકુંડમાંજ કરોછો. નર્કકુંડના કરતાં એ હજારો ઘણું વધારે દુ:ખ ગર્ભવાસનું છે. તેને તમો અમોને ભોગવાડોછો. તે પ્રમાણે તમારે તો સો ઘણું ભોગવવું પડશે. અમો તમારા ગર્ભમાં આવ્યા ત્યારથીજ તમો શોકમાં રહીને અમારી હત્યાઓ કરવાનું આદરોછો તેનું શું કારણછે.

માતાઓનો જવાબ—અરે પ્રીય બાળકો એ બધાં

પાપ કર્મો કરવાને અમો કાંઈ ખુશીતો નથીજ પણ અમો વિધવાપણાને પામી એટલે લોકોની લાજના ભયથી તમારૂં અને અમારૂં મરણ આત્મઘાતથી કરવું પડે છે.

બાળકોનું પુછવું—તમોને લોકલાજનો ભય છે ત્યારે તેવો ભય પરમેશ્વરનો કેમ નથી અને જેટલી લોકોની લાજ વ્હાલી છે તેટલું વ્હાલપણ અમારા ઉપર કેમ નથી.

**જવાબ**—લોકો અમારી નિંદાકરે અને ન્યાત બહાર કરેછે એટલે લોકોનો ભય રાખવો પડે છે. પણ પરમેશ્વર નમોઢે બોલીને કાંઈ કહેતા નથી જે માર મારવો હોય તે છાનો મારેછે અને લોકલાજ વ્હાલી એટલા માટે કરવી પડે છે કે ન્યાતના લોકો જાણે તો મ્હેણાં મારીને ન્યાતિ જમણ કરાવે છે અને રાજ જાણે તો કેદ કરીને રૂપીયા લેછે તે માટે તમને અળખામણા કર્યેજ છુટકો થાય કે પછી અમારે પ્રાણ ત્યાગ કરવા પડેજ.

બાળકોનો સવાલ—એ બધાં પાપો ભોગવશે કોણ.

**જવાબ**—જે કરાવતું હશે તેને ભોગવવાં પડશે.

**સવાલ**—એવાં પાપો કોણ કરાવે છે.

**જવાબ**—ન્યાત રાજા અને ધર્મગુરૂઓ.

**સવાલ**—તેમનો શો કસુર છે વાંક તો તમારોજ છે.

**જવાબ**—ન્યાતનો એ વાંક છે કે અમો બાળ વિધવા કે જુવાન છીએ તેને માટે કશાએ સુખનો બંદોબસ્ત કેમ

નથી કરતી અમોને નથી તો સુખ આ લોકનું કે નથી સુખ પરલોકનું અમારે ખાવા પીવા કે સંસારના સુખો ભોગવવાનું કેમ ન જોઇએ.

રાજાનો એ વાંક છે કે-સોએ એકાદ કેશ તો અમારા ગર્ભપાતનો ફોજદારીમાં આવે છે તેને તે જાણે છે ત્યારે ન્યાતને બોલાવીને ઠપકો કેમ નથી અપાતો કે તમારી ઉત્તમ ન્યાતોમાંજ ગર્ભપાતો થાય છે તે ન થાય તેવું કેમ નથી કરતા. તેનો ઇન્તજામ કરો કાં પછી ન્યાતને સજા થશે.

ધર્મ ગુરૂઓનો એ વાંક છે કે તે અહિંસા ધર્મનો બોધ કેમ નથી દેતા તેઓ નથી જોતા કે સમય કેવો છે જેટલાં પાપો થાય છે તે ધર્મગુરૂઓને ભોગવવાના છે કેમકે અમારા રંડાપામાં અને સોહાગણમાં શો ભેદ છે. એક હરીફરીને વાળોમાં અને ચુડલા ચાંદલામાં વિધવાપણું ભરાવી રાખ્યું છે.

ચુડલો અને ચાંદલો તો કુંવારાપણમાંએ હતો તેમાં ધણીની શી પુંજી હતી અને વાળ તો જન્મથીજ સાથેંજ છે.

કાંઇ અમારા માનસીક વિકારોનો તો બદલો થયો નથી તો પછી ઉપરનો આડંબર ફેરવાડયો છે તેથી શું વિધવા ધર્મ સચવાય છે ધર્મ ગુરૂઓ એમ સમજતા હોય કે ગમે તેમ થાઓ પણ પુનર્લગ્ન કરવામાં તો ઘણુંજ પાપ છે તો પછી ગર્ભપાતો કરવાનું પાપ કોને માથે-પુ:-

ર્લગ્ન કરવામાં કેટલું પાપ દેખાઇ રહ્યું છે અને ગર્ભપાતો કરવામાં કેટલું પાપ દેખાઇ રહ્યું છે પુનર્લગ્ન કરવાની જેની ઇચ્છા ન હોય તે તો ખાવા પેહેરવાના કે ગાવા રોવાના ઉમરકા રાખે નહિ અને ગર્ભપાતનજ કરે અને પુનર્લગ્ન કરવાની ઇચ્છા હોય તેને છુટ કેમ નથી મળતી કાંતો પુનર્લગ્ન કરવાની છુટ કરી હોય તો ગર્ભપાતો ન થાય કાં પછી વગડામાં જુદું ગામ વિધવાઓનું વસાવ્યું હોયતોજ ગર્ભપાતો ન થાય બાકીતો જ્યાર સુધી સંસારીયો તથા સ્ત્રી વિનાના પુરૂષો કે સાધુ બાવાઓના સહવાસમાં વિષઈ વાતાવર્ણમાં રહેવાનું છે ત્યાર સુધિમાં તો જે વિધવાયો અત્યાચારો કરે તે બધાં પાપો ધર્મગુરૂઓ રાજા અને ન્યાતોના ઉપર છે ગર્ભપાત અને આત્મહત્યા કરવામાં કેટલું પાપ છે સાઠ હજાર વર્ષ સુધિ તો રૂધિર અને પરૂથી ખરડાયલા રૌરવ નર્કમાં રહેવું પડે તેવાઓને છુટવાનો કોઇ ઉપાય નથી અને તેઓ આ લોક વિષે મહાન વ્યાધિઓને ભોગવે છે મનુ અ૦ ૧૧–૧૯૦ માં પારાશર અ૦ ૪–૧–૨–૧૯–૨૦ માં છે ગમે તો प्रायाश्चित् શુદ્ધિ કરે તોય તે પાપમાંથી છુટી શકતો નથી.

ધર્મ ગુરૂઓ અને રાજા તથા ન્યાતનો જવાબ એમ હોય કે ગમે તેટલા પાપોના ઢગલા થઇ જાઓ કે રૌરવ નર્ક હજાર વખત મળે પણ બ્રાંહ્મણ વાણીઆ બેમાં કે જેમાં

પુનર્લગ્ન ન થતું હોય તેમાં તો કદાપી નજ થાય પરાપુર્વથી જે શાસ્ત્ર મર્યાદા ચાલ્યો આવે છે તેજ ધર્મ મર્યાદા છે.

બાળકોનો જવાબ—નવ જુવાન અમારી માતાઓની અને અમો પરાધિન ગર્ભવાસી જીવોની હત્યાયો કાઇક વાચીક—અને માનસીક કરાવવી એવો ધર્મનો નિયમ પરમેશ્વરે બાંધી આપ્યો નથી જ્યારે તમો ગર્ભમાં હતા તે દીવસ તો અમારા જેવું તમોને પણ વિત્યું છે અને તે વખતે કેવું જ્ઞાન હતું અને શું પરમેશ્વરથી બંધાયા હતા તે બધાના ઉપર પાણી ફેરવ્યું છે.

જ્યારે શાસ્ત્ર મર્યાદા પ્રમાણે ચાલવું હોય તો તેતો ઘણુંજ ઉત્તમ છે પણ ઉંચ વર્ણોમાં હત્યાયો થાય છે અને અત્યાચારો થાય છે તે શાસ્ત્રનો મર્યાદા શી રીતે કેહેવાય. ઉંચ જાતોમાં સાસુ જમાઇનું લગ્ન છાનું થાય છે. વહુ સસરાનું—દિયર ભોજાઇનું—કાકી ભત્રિજાનું—માશી ભાણેજનું—સાળી બનેવિનું—ગુરૂ ચેલીનું—ભાઈ બેનનું અને બાપ દીકરીનું લખતાં એ કલમ અટકે છે. કે જેનામાં નાતરાં કરવાનો રીવાજ છે તેમાં એ આવાં તો પુનર્લગ્નો નથી થતાં આતો ઢેડ ભંગીઓના કરતાં એ ઘોર અત્યાચારો થઇ રહ્યા છે. એવ તો છાનાં લગ્નો કરોડો થઈ રહ્યાંછે તેના પુરાવા જોઇતા હોય તો ડાક્તરોને કે જડીબુટ્ટી વાળાઓને—ત્યાગી બાવાઓને પુછીને ખાત્રી કરવી તેવું વિધવાયોનું જોઇને સોહાશેણો પણ વ્યભીચાર કરતાં

શીખી છે. તેમજ જો ધણી પરદેશ ગયેલો હોય તો તેપણ જડીબુટ્ટીથી ગર્ભનો નાશ કરે છે કેટલીક માતાયો જન્મ્યા પછી પણ મારી નાખી રોતા બાળકોને દાટી આવે છે તેવાં અનેક પાપોને ઉંચ ન્યાતો છુપાવી રહિ છે. આ શું ધર્મ મર્યાદા છે પવિત્ર ગંગામાં નર્મદામાં કે કાશી હરદ્વાર જેવા પુંન્ય ક્ષેત્રોમાં જઈ જેઇને ગર્ભપાતો કે સગર્ભાને નાશ કરી આવેછે અથવા નિચ વર્ણ મુસલમાનો કે ઢેડ ભંગી યોનાથી વ્યભીચારો કરીને કે ગર્ભ નાશ કરીને તેવી હજારો વિધવાઓ ઉત્તમ ન્યાતોમાં બેઠીજ છે—એ શાસ્ત્ર મર્યાદા છે—શાસ્ત્ર મર્યાદા પ્રમાણે ચાલો તો પુરૂષોને ફરી લગ્ન નથી કરાવિ શકાતું.

જે પુરૂષોના કરતાં આઠ ઘણો કામદેવ વધારેતો સ્ત્રિયોને છે તેઓને જુવાન છતાંએ પુનર્લગ્ન કરવામાં દોષ છે અને ૪૦–૬૦ વર્ષ સુધીનાં બોખલાને તો એક ઘણો કામદેવ છે તે પણ મરી ગયો હોય છતાં એ ફરીલગ્ન કરવાનિ છુટ રાખી છે તો તેનેજ બંધ કરવો જોઇએ અને આઠ ઘણો વધારે કામદેવ હોવાના કારણથી છુટ મળેતો પ્રથમ તરૂણ સ્ત્રિયોને પુનર્લગ્નનિ છુટ મળવિ જોઇએ અને ન મળેતો બેમાંથી એકને પણ નમળે બંનેને વિધવા અને વિધુરો ને માટે રહેવાનિ જુદી જુદી સંસ્થા થવિ જોઇએ

અને વસ્તીને વિષે જે વિરકતાઈના વિધવા વિશ્રામ

સ્થાનો મંદીરો મઠો હવેલીઓ છે ·વિગેરેની પણ નગ્રથી દુર વ્યવસ્થા રાખવામાં આવે તો અમારી માતાઓને કુવા તળાવોમાં પડવાનું મટે કે ઝેહેર ખાવાનું કે ગળે ફાંસો ઘાલીને અમા ા સહિત મરવાનું મટે. જે કોઇ પ્રભુના પ્યારા બંદા બનવું ચહાહો તેઓ જરા અમારી ઉપર દયા કરો.

અમોને બુરી હાલતે મરવું પડે છે. અમારી ફરીયાદ કોઈક તો ધ્યાનમાં લેશો—અમારી અરજ ખરીછે કે ખોટીછે એને તો વિચારો હે ધર્મિજનો જરા આચાર્યના વચનનોતો તોલ કરો **कास्वर्गदा प्राण भ्रताम हिंसाः** પ્રષ્ણ. કયો ધર્મ પાળવાથી સ્વર્ગ મળેછે–ઉત્તર—પ્રાણી માત્રની હિંસા ન કરનાર કે ન કરાવનારને સ્વર્ગ મળેછે મનુ૦ અ૦ ૨–૧૫૯ માં છે કે જે ધર્મનિ ઇચ્છા કરનારો હોય તે કોઈ પણ પ્રાણીની હિંસા નકરે અને નકરાવે

**अहिंसा परमो धर्मः** નો વિચાર કરીને અમો જે ગર્ભના જીવો કે સગર્ભાઓ મરણ પામેછે તેઓનો બાચાવ કરવાનો જે ઉપાય કરવા તેનું નામ ધર્મ છે તેજ ધર્મનિ મર્યાદા છે.

અમોદીન આત્મા ઓનિ થોડીક અર્જીને ઘણી સમજી લેશો તો સુખી થશો–મિ. સંવત મૈથુન તિથી અનેક જાતિ વાર વર્ણસંકર

લી. ગર્ભવાસી અર્ભકો.

## પાડા બકરાં ઘેટાંનો પોકાર.

અરે ધાર્મિક જનો ધર્મને બહાને દેવ દેવિઓના નીમિત્તે અમોને કેમ મારી નાખીને અમારાં બૈરાં (ભેંસો) છોકરાં ( પાડીઓ ) વિગેરે કુટંબીઓનો માળો કાં વંખેરી આપોછો અરે મનુષ્ય ભાઇઓ અમોતો તમ્હારી સેવા તન તોડીને કરીએ છેએ તેના બદલામાં અમોને કમોતે રીબાવિ રીબાવિને અમારા પ્રાણ કેમ હયોછો જેવા પ્રાણ અને ઘર કુટુંબ તમોને વ્હાલાં છે તેવાંજ સહુ પ્રાણીને વ્હાલાં છે. અમારૂં બળીદાન આપો છો તે તમોને ઘણુંજ હાનિ પહોચાડે છે કેમકે દેવ દેવિઓતો ગંદવેડાથી દુર ભાગે છે. મળમુત્ર અને લોહિ મજ્જા માંસને તે નજરે પણ ન દેખી શકે તેવા અપવિત્ર સ્થાનકો અને વસ્તુઓને છોડી દેછે— સુગંધીનીજ વાસનાથી અને રમ્ય શુદ્ધ સ્થાનોને પવિત્ર વસ્તુઓ અને પવિત્ર મનની પ્રેમ ભાવનાઓને વશ થઇને પ્રસન્ન રહે છે.

જ્યારે નવરાત્રિ જેવિ પવિત્ર પર્વણીઓ આવે છે. દેવિઓ આનંદ અને પ્રાણીઓનો સંપ જોવા નિકળે છે તે વખતે તેઓ દેખે છે કે માણસનું શરીર મળવા છતાં એ અમો પામર પશુઓનિ સાથે કુસંપ રાખીને દ્વેશથી જબરાન્ પકડીને તલવારથી કતલ કરો છો.

જગતની માતા તે એવિ અનિતિયોને જોઇને ખેદ

પામે છે તેટલુંજ નહિ પણ ઘુસ્સે થાય છે. અરે આ માણુસો જે મ્હારા મ્હોટા પુત્રો છે તે મ્હારા છોટા પુત્રો પશુઆદીનો નાશ કરવાનિ બદમાશી કરે છે. माता (देविओ) નો ઠપકો—અરે મનુષ્યો મ્હારા પ્યારા પુત્રો હું સર્વ જગતની માતા છું ત્યારે તમો મને રાજી રાખવાને સારૂં મ્હારાં પ્રીય બાળક પશુઓનો મને ભોગ આપોછો. તે તમો મને રાક્ષણી સમજોછો કે શું હુ જ્યારે મ્હારાંજ અણુસમજુ બાળકોને માતા થઇને ખાઈ જઈને રાજી થતિ હોઉં તો પછી સમજું માણુસ બાળકોને ખાઇને વધારે રાજી કેમ ન થઈ શકું. જો મને તમો રાક્ષણીજ સમજતા હોતો હું પશુઓને ખાવાથી ધરાતિ ( સંતુષ્ટ ) નથી પણ જે પશુઓને પુજા કરાવિ મરાવનારા ગોરો જે બળીદાન દેવાના ફળને સમજે છે તે પવિત્ર ભક્તોના લોહિ અને માંસને ભક્ષણ કરીને પ્રસન્ન થઈ શકું છું–હું નિરમાલ જેવા ગરીબ પશુઓનું ભક્ષણ નથી કરતિ. હુંતો મ્હારા ભક્ત પવિત્ર શૂરવિરોનું ભક્ષણ કરવા ખડ્ગ ધારણ કરીને ફરૂંછું.

મને તો તેવો રણસંગ્રામ કરવો ગમે છે કે જે લોકો નિર્બળ અનાધાર પ્રાણીઓને સંકટમાં નાખનારા હોય છે

તેવા નિર્દયોને માટે ખપ્પર લઇને ખોળવા નિકળું છું એટલે અનેક પ્રકારોના રોગો નવા નવા પેદા કરીને મોકલીને હિંસા કરનારા કે કરાવનારાઓને તવા કરી કરીને

લોહિ ચુસી લઉંછું. તમો કોઈ મને માણસનું બળીદાન દેતા નથી પણ તમો ઘણી અનિતિઓ ગરીબ પ્રાણીઓ સતાવિને કરોછો ત્યારે હું કાળરૂપ ધારણ કરૂંછું અને પ્રાણ ખેંચી લઉંછું. તેમ તમો પશુઓને બળાત્કારે વધ કરવાને બળીદાન કેમ સમજો છો. જો હું તેના પ્રાણ લેવા ખુશી હોઉં તો તે પશુને મ્હારી મેળેજ સન્મુખ ઉભેલું જોઇને પ્રાણ કેમ નથી ખેંચી લેતિ-તમો જે પશુઓ ઉપર તલવારો મારો છો તે ઝટકા મને માતાને મારો તેવુ પાપ તમ્હારા ઉપર હમ્મેશાં ચઢયાં કરેછે—તમો એમ સમજતા હો કે અમોતો મહિષાસુરને મારીએ છીએ. તોએ મ્હારા તો ગુન્હેગાર બનોછો. મહિષાસુરને મારતાં તો મને કેટલા વર્ષો વિતિ ગયા હતાં તેમ ત્રણે લોકોમાં ભારે ઉત્પાતો મચ્યા હતા મને મહા પરીશ્રમ પડયો હતો ત્યારે મેં મહિષાસુરને મ્હારો ભક્ત બનાવિને શરણે રાખ્યો છે. તેને મારવાનિ તમ્હારી શું શક્તિ છે.

અને પાડાને મહિષાસુર ગણતા હોતો તેનું નામતો મહિષ છે અને મહિષમાં ત્રણ જણોના નામો છે-મહિષ-ભુપતિ-ભૂદેવ અને પાડો તેમાંથી ઉપરના બેને છોડીને પાડાનેજ કેમ ગરદન મારોછો-જે ઉચ્ચ કુળમાં જન્મીને પણ અસુરોનું પાપી હિંસા કર્મ કરેછે તે મહિષાસુર છે. તેવા મહિષાસુરો વધિ પડે છે ત્યારે અનેક રૂપો ધારણ

કરીને તેમના કુળનું હું નિકંદન કરૂંછું.

જેમ રાવણાદી બ્રાહ્મણોના કુળમાં જન્મેલા હતા છતાંએ હિંસાદી અત્યાચારોના કર્મોને કરવાથી અસુરો કહેવાયા હતા.

તેઓનો નાશ કરવા મે સીતા વિગેરેનું રૂપ ધરીને સહકુટુંબ સર્વનો નાશ કર્યો હતો તે વખતેં રાવણાદીને વરદાન આપનારી મદીરા માંસને ખાનારી દેવિઓનું કશું એ જોર બળ કામમાં આવ્યું નહિ અને વાનરોની લાતો ખાઇને કચરાઇને તે રાક્ષણી દેવીઓ પત્તા વિનાનિ થઈ ગઈ તેમાંથી કોઈ નાશી છુટી તે દેવિઓ રાવણના કુળના જે જન્મેલા છે તેઓને ખોળતિ હતી તે રાક્ષણીઓને હમણાં થોડા વખતથી ભારતભૂમી વિષે રજવાડાઓમાં આશ્રય મળ્યો છે ત્યાં તે પુજાઈ રહી છે.

જે રામના હાથે મરાયેલા રાક્ષસો હતા તેમને રામે સ્વસત્તાથી સ્વર્ગે મોકલ્યા હતા તે પુન્ય પરવારી રહેવાથી વર્તમાન સમયમાં બ્રાહ્મણોના કુળમાં જન્મ્યા છે પણ જે જાતિ સ્વભાવ પૂર્વ જન્મના સંસ્કારોથી હિંસા કરવાનો જોડાઈ ગયેલો છે તે હજુએ છુટ્યો નથી તેથીજ **कलौ ब्राह्मणराक्षसाः** કળીયુગમાં તેવા બ્રાહ્મણો રાક્ષસ રૂપ છે. તેવા અસુરોનો સહકુટુંબ નાશ કરવા મેં હવણાં તે અસુરોના કુળમાં અવતાર લીધો છે થોડા વખતમાં કલકી ભ-

ગવાન પણ પ્રગટ થઈને અસુરોનો નાશ કરશે.

મ્હારા પ્રિય બાળકોને જેઓ ઘણા વખતથી સતાવિ રહ્યાછે તેઓને હવે અનેક ઉપાયો વડે હું સતાવિશ જેઓએ મ્હારૂં સ્વરૂપ નથી જાણ્યું કે નથી મને પ્રસન્ન રાખવાનો ઉપાય કર્યો તેઓ મ્હારા શત્રુ કેમ નથી જે જગત્‌ના ગુરૂ પદને પામેલા છે તેઓએ રાજા કે પ્રજાને ધર્મની ખરી વાતો નથી સમજાવી અને રાજા અને પ્રજાના નાશના ઉપાયોને ધર્મ સમજાવ્યો છે મેં જે પ્રથમથીજ પ્રતિજ્ઞા કરી છે કે **रक्षांसि क्षयइष्यामि मुनिनामृत्राणकारणात्** રાક્ષસોના વિનાશ માટે અને મુનિયો ( અહિંસકો )નું રક્ષણ કરવા અવતરીશ.

અમો ગરીબ પશુઓને મારવાથી તો તમોને ઘણીજ હાની છે ઘી દુધની મોઘવારી થાય છે, માટે અમારૂં રક્ષણ કરો તમારી સેવા કરીશુ તેથી તમો સુખ પામશો અરે પ્રીય મ્હોટા ભાઈઓ તમો અમોને મારવાનું તો પરાક્રમ કરી બતાવો છો ત્યારે જીવાડવાનું કેમ પરાક્રમ નથી કરી બતાવતા.

જ્યારે તમો જીવાડી ન શકોતો મારીએ નથી શકતા અમો જીવવાની આશાએ અમારા પ્રાણ બચાવવાને કેટલાં તરફડીઆં મારીએ છીએ. તેને તમો ખેલ તમાશો સમજીને જોવા દોડો છો તે શું તમારો ધર્મ છે (ભારત અનશાસન પર્વમાં કહ્યું છે કે ) જોનારા મારનારાને દેખાડનારા મારવાની

સલાહ આપનારા વેચનારા મારનારના વખાણ કરનારા વેચાતું લેનારા વિગેરેએ બધાએ અમો પશુના પ્રાણ લેનારા હત્યારા છે. તેવું ન કરવાની પુરી પ્રતિજ્ઞાજ લેવી જોઇએ.

તેમજ તમારા ધર્મ શાસ્ત્રોની આજ્ઞા પણ હિંસા ન કરવાની છે **अहिंसा परमोधर्मः** પારાશર **परमधर्म श्रुतिविदीत अहिंसा** તુલસી કૃત રામાયણ—**का स्वर्गदा प्राणभ्रतामहिंसा** આદ્ય શંકરાચાર્ય—**अहिंसासत्यमस्तेय** યાજ્ઞવલ્કય તથા મનુ **ब्रह्मचर्यमहिंसाच+आत्मवत्सर्वभूतेषु+आत्मौपम्येनसर्वत्र** ગીતા વિગેરે અને વેદોમાં પણ હિંસા ન કરવાના ઘણા પ્રમાણો છે પ્રત્યક્ષ પ્રમાણજ વધારે તમો જોઈ લ્યો જો તમોને એક કાંટો વાગે છે તો જીવ ઉંચો નિચો કેટલો બધો થાય છે ત્યારે અમારા ઉપર તલવારોના ઘા મારો છો કે મરાવો છો તે શું અમોને કાંઈ પીડા નહિ થતી હોય પીડાતો ઘણી એ અમોને થાય છે પણ અમારી ફરીયાદને કોઈએ સાંભળતુંજ નથી જાણે વર્ણાશ્રમનો સનાતન ધર્મ તો ડુબીજ ગયો હોય તેમ કોઈ બ્રાહ્મણ વાણીઆ કે ક્ષત્રિયોતો અમારૂં રક્ષણ કરો તો તમારો ધર્મ તમને સુખ આપશે દયા ધર્મ કો મુલ હે. શ્રી રસ્તુ !!!



# પ્રકર્ણ ૧૧

## ( ખરૂં બ્રાહ્મણપણું તત્વમાં છે. વજ્રસુચી )

પ્રીય સજ્જનો ઉપરના બધાએ પ્રકર્ણોના વિવેચનનો સારાંશ એવો છે કે આ આપણા આર્યાવર્ત દેશમાં કર્મનિશ્રેષ્ટતા સર્વોપરી છે. આ આપણો દેશ છે તે પવીત્ર કર્મક્ષેત્ર છે તે ક્ષેત્રનું રક્ષણ આચારની વાડથી થાય છે તે આચારની વાડ જો મજબુત આપણ કરી લઈએ તો થોડુ એક કર્મ કરવાથી ઘણાં ફળને આપનારૂં થઈ જાય છે પણ આચારની વાડ વંખેરાઈ ગયેલી હોય તેમાં જો ઘણાં મ્હોટાં કર્મો કરીએ તોએ શું ફળ મળે અર્થાત કાંઈ ફળ ન મળે.

**आचाराद्विच्युतो विप्रो न वेदफलमश्नुते ॥**

**आचारेणतुसंयुक्तः संपूर्णफल भाग्भवेत्** (મ. અ.૧–૧૦૯)

પવિત્રાચારથી ભ્રષ્ટ થયેલો બ્રાહ્મણ વેદ ભણવાનું કે વેદીક કર્મ કરવાનું ફળ પામી શકતો નથી પણ જે સદાએ શુદ્ધ આચારને પાળનારો હોય છે-( તન મનથી પવિત્ર રહેનારો હોય) તે વેદના કર્મોનો સંપૂર્ણ ફળ ભોગવનારો હોઈ શકેછે. તેવાં બીજાં ઘણાએ પ્રમાણો છે કે આચારજ પરંધર્મ છે. આચારને નહીં પાળનારા ઉંચ કુળમાં અવતરેલા છતાં એ અધમ ગણાયા છે—રાવણ—બાણાસુર–હિરણ્યકશ્યપુ વેણુ રાજા વિગેરે ઉત્તમ વંશમાં અવતરેલા હતા પણ આચા-

રથી ભ્રષ્ટ અને બ્રહ્મ ગાયત્રીને નહી જાણુવાના કારણોથી અધમતાને પામ્યા હતા. ત્યારે બીજા નીચ કુળમાં જન્મેલા કેટલાએક પવીત્ર આચાર પાળીને અને બ્રહ્મ ગાયત્રીને જપીને ઉત્તમ થઈ ગયેલા છે. પ્રહલ્લાદ, પ્રથુરાજા, રોહીદાસ, કબીર વિગેરે મહત્ પદને સત્ કર્મો કરીને પામ્યા હતા.

આ આપણી ભારતભૂમીતો કર્મ ક્ષેત્રના સરતનુ મેદાન છે જેનો ઘોડા આગળ નીકળી જૈ નીશાનના હદ સુધી પહોચે છે તેને બક્ષીસ ઈનામ મળે છે. કાંઈ રણક્ષેત્રના વખાણુ કરનારને મહારથી શુરવીરનું પદ મળતું નથી કે નપુંસકને સો મણ પારો ખવડાવવાથી પુરૂષપણું આવતું નથી. વસ્તી વિનાનું ગામ શુન્ય હોય છે. પાણી વીનાનો કુવો, લાકડાનો હાથી, ચીત્રામણનો વાઘ અને અગ્નિ વીના ભસ્મીમાં કરેલો હોમ એ બધાએ જેમ નકામાં છે તેમજ વેદ વીદ્યાથી રહીત બ્રહ્મ ગાયત્રીને ન જાણુનાર તત્વજ્ઞાનકે બ્રહ્મ નીત્ય કર્મો અને પવીત્રાચાર વીનાનો જે બ્રાહ્મણ છે તે નામનો છે. દેવ પીતૃઓના કે દાન દેવાના કામમાં નીરર્થક છે. અર્થાત્ પોતે પણ ન તરી શકે તો બીજાઓવે શું તારી શકે. કાંઈ સુતરના જનોઈથી કે વેદમંત્રનેજ આધારે બ્રાહ્મણપણું આવી શકતુ નથી પણ જે બ્રહ્મસુત્રના રહસ્યને અને વેદમાતા બ્રહ્મ ગાયત્રીને યથાર્થ જાણે છે તે

બ્રાહ્મણ પણાને અને સુખશાંતીને પામી શકે છે. ત્રણ તારના યજ્ઞોપવિતમાં ત્રણે લોકની ટપાલ ભરી મુકી છે જે માસ્તર બણે તે તત્વના તારથી જાણી શકે. ત્રણે તાંતણામાં ત્રણે ગુણો અને ત્રિકાળ જ્ઞાનના ભેદો સમજવાની સમશ્યા ઋષિ મુનીઓએ જણાવી છે. તે જાણવા સમજવાને માટે બ્રહ્મ સુત્ર ધારણ કરવાનું છે. કાંઈ લાડુ જમવાને કે પેટીની કુંચીઓ બાંધવાને કે દાનો લેવાને માટે ઉપવીત્ત નથી. જનોઇના સંબંધમાં વધારે બીજા લેખમાં લખવામાં આવશે.

બ્રહ્મ ગાયત્રિ તો વેદ માતા છે. જ્યારે વેદોને ઉત્પન્ન તેણીએ કર્યા છે ત્યારે તે વેદોમાં ક્યાંથી હોય. વેદોને તે ગાયત્રી જાણે છે પણ વેદો તો ગાયત્રિને જાણતા નથી. **नयातिनयाति इतिवेदवदंति** આપણ તો સર્વ વેદનો મંત્ર સવીતા નારાયણની ઉપાસનાનો જપીએ છેએ તેને ગાયત્રી ઠરાવી રાખી છે. તે આર્ષગાયત્રી છે. જેણે જેણે બ્રહ્મ ગાયત્રી અને બ્રહ્મ સૂત્રને અનુભવ્યું છે તેણે તેણે ઉત્તમ પદને મેળવ્યું છે. ગાયત્રીને વિષમતા છેજ નહી. જે જપે છે તેનું કલ્યાણ કરે છે. તેને તો કોઇકજ મહાત્મા પુરૂષો જાણે છે. જે અધીકારી થાય છે તો તેને તેવા કોઈ સત્પુરૂષો મળી આવે છે. કે ગુરૂદત્તાત્રેય મહારાજ કે જગતગુરૂ મહાદેવ તે ગુરૂપદના અધીષ્ટાતા હોવાથી કોઇકનેજ બોધ કરી જાયછે. તે ગાયત્રી તો પરં પવીત્ર છે. સહુને પવીત્ર બનાવી દેછે

તેને જાણુવાથી ઉત્તમ બની શકાય છે. તે બ્રહ્મ-ગાયત્રી નથી લખવા કે છાપવામાં હજુ સુધી આવી.

જો આપણુ તેને જાણુતા હોયએ તો શુદ્ર વ્યવહારોના કે ઈર્ષા દ્વેષોના કુસ્કા નજ કુટી શકીયે. જે ઋષિ મુનીઓની ઉત્પત્તિનું પુરૂં ઠેકાણું પણુ નથી સમજાતું તેવા તે વડીલો સત્ કર્મો અને પરોપકારાદી અનેક મહત્ કાર્યો સદાચાર સંપન્ન થઈને બ્રહ્મ ગાયત્રી અને બ્રહ્મ સૂત્રના આધારે કરીને પ્રતાપી થયા હતા. જેના ગોત્રોના નામથી આજે આપણુ ઉંચ પદના ( મ્હોટા જગત્ ગુરૂ બ્રાહ્મણુના ) નામથી ઓળખાઈ રહ્યા છેએ-જે વડીલો ઋષિ મુનીઓની જુની પુંજી ઉપર તાગડધીના આપણે ઉડાવી રહ્યા છેએ પણુ આપણુ તો હજુ સુધી કાંઈ નથી કમાણુા. ત્યારે આપણી ભવીષ્ય પ્રજાને તો કોઈ બ્રાહ્મણુના નામથી ઓળખનારે નથી. તેનો વીચાર પુરેપુરો કરી લેવો જોઇએ-હાલમાં આપણુ કેવા બ્રાહ્મણુપણુા વાળા છેએ તેને નીચેના ઉપનીષદ્‌થી સમજી લેવું.

## ( अथ वज्रसूचि उपनिषद् )

वज्रसूचिं प्रवक्षामि शास्त्रस्याऽज्ञान भेदनम् ॥
दूषणं ज्ञानहीनानां भूषणं ज्ञानचक्षुषाम् ॥ १ ॥

( સુત્રમાં ) ब्रह्म क्षत्रिय वैश्य शूद्राः ईतिचत्वारोवर्णा

स्तेषां वर्णानां ब्राह्मण एव प्रधानः इति वेद वचनानुरूपं स्मृतिभिरप्युक्तं तत्र नोद्यमस्ति कोवा ब्राह्मणो नाम. १ किं जीवः २ किं देहः ३ किं जातिः ४ किं ज्ञानम्ः ५ किं कर्मः ६ कीं धार्मिकः ७ किं वर्णः ८ किं पांडीत्यम्, इति अष्टो विकल्पः १ प्रथमोर्जीवो ब्राह्मण इति चेत्तन्न अतिता नागता नेकदेहानां जीवस्यैक रूपत्वात् एकस्यापि कर्म-वशादनेकदेहसंभवात् सर्वशरीराणां जीवस्यैकरूपत्वाच्च तस्मान्नजीवो ब्राह्मण इति-२ अन्यच्चदेहो ब्राह्मणइतिचेत्तर्हि ब्राह्मणादी चांडल पर्यंतानां मनुष्याणां देहोपांच भौतकत्वेन देहस्यैकरूपत्वात् जरामरण धर्माऽधर्मादी साम्यदर्शनात् अन्यच्चपित्रादि शरिरदहने पुत्रादिनां ब्रह्महत्यादि दोषसंभ-वाच्च तथाब्राह्मणोशतवर्षाणीजीवंतिक्षत्रियोतदर्धं. वैश्य स्त-दर्धं. शूद्र स्तदर्धंजीवंतितस्मान्नदेहोब्राह्मण इति-३ तर्हिजाति ब्राह्मणइति चेत्तन्न तत्र जात्यन्नर जंतु ष्वनेकजातिसंभवाः अन्यच्चजाति संतः शूद्राः बहवः संतिः महर्षयो बहवः संति यदिजात्यास्यात्तदा अन्यजाति सर्वभूतानां महर्षिणां ब्राह्मणत्वंनस्यात्तथाहि--ऋष्यशृंगोमृग्याःकौषिकः कुषस्तर-णात्. जांबुकोजंबुकात्. वाल्मीकावल्मिकात्. भारद्वाजमुनिच व्यासः कैवर्तककन्यकायाः शशपृष्टात्गौतमः वसिष्ठउर्व

श्याम्--अगस्त्यकलशोद्भवः पराशर श्चांडालीगर्भोत्पन्नः महामुनीमातंगो च गर्गः मातंगिपुत्रो. मांडव्यो मांडुकी उदरोत्पन्नः अनुशरऋषिः शूद्रिणीगर्भोत्पत्तिः विश्वामित्र क्षत्रियायां नारदोदासीपुत्रः इतिश्रुतत्वात् ऋषयोबहवः सन्ति तस्मान्न जातिब्राह्मणइति. ४ तर्हिज्ञानं ब्राह्मणइति चेत्तन्न क्षत्रियादयोपि परमार्थदर्शिनोऽभिज्ञाबहवस्संति तस्मान्नज्ञानं ब्राह्मणइति. ५ तर्हिकर्मब्राह्मणइति चेत्तन्न सर्वेषां प्राणिनां प्रारब्धसंचितागामिकर्मसाधर्म्यदर्शनात् कर्माभिप्रेरिता संतो जनाः क्रियाकुर्वंति तस्मान्न कर्मब्राह्मणइति. ६ धार्मिकोब्राह्मणइतिचेत्तन्न क्षत्रिय वैश्य शूद्रादयो पि हिरंण्यदातारो तथाच वापिकुप तडागादि कुर्वाणो बहवस्संति तस्मान्न धार्मिकोब्राह्मणइति. ७ तर्हिवर्णब्राह्मणइतिचेत्तन्न ब्राह्मणो श्वेतवर्णः क्षत्रियो रक्तवर्णः वैश्यो पितवर्णः शूद्रोकृश्नवर्णः प्रत्येकं ब्राह्मणवर्ण दर्शनात्तस्मान्नवर्ण ब्राह्मणइति. ८ तर्हि पांडीत्यं ब्राह्मणइतिचेत्तन्न क्षत्रिय वैश्यशूद्रा दयोपियद्वाक्य प्रमाण विज्ञान वेत्ता बहवः संततस्मात् पांडीत्यं ब्राह्मणो न भवत्येव--तर्हिकोवाब्राह्मणी नाम इति प्रष्णः

( श्लोकः )

देवोमुनि द्विजो राजा वैश्य शूद्रोविडालकः ॥
पशुर्म्लेच्छश्च चांडालो विप्रादश विधाः स्मृताः । १ ।
सर्वभूतहितः शांत तपसांशौचमार्जवं ॥
गुरूसेवाश्चतत्वज्ञोसविप्रोदेव उच्यते । २ ।
मनः प्रसादः सौम्यत्वं यत्र तत्राश्रमेवसन् ॥
धर्मकृद्वेदविद्याविरसविप्रोमुनिरूच्यते । ३ ।
षट्कर्माणी निरतः संतुष्टोविजीतेंद्रियः ॥
ध्यापकोयाजकश्चैव सविप्रोद्विजउच्यते । ४ ।
अश्वारोहश्चकौशल्यं अस्त्रशस्त्राणिधारयेत् ॥
संग्रामे नितिमानशूरो सविप्रोक्षात्रउच्यते । ५ ।
कृषिकर्मरतोयश्चपशूनां प्रतिपालकः ॥
वाणीज्यं व्यवसायश्चसविप्रोवैश्यउच्यते । ६ ।
लोहलाक्षातिलानीचलवणंक्षीरसर्पिषां ॥
विक्रेतामद्यमांसानां सविप्रोशूद्रउच्यते । ७ ।
हिंसकोनिंदको यश्च लुब्धो धूतो परस्त्रिगः ॥
भक्ष्याऽभक्ष्यचरेद्यस्तुवैडालव्रातिकोद्विजः । ८ ।
ब्रह्मतत्वंन जानाति ब्रह्मसूत्रेण गर्वितः ॥
अवृताशौच हिनाश्च सविप्रोपशुरूच्यते । ९ ।

जलाशयेचआरामेमंदीरे मलिनं कृतं ॥
संध्यास्नानविहीनस्तु सविप्रोम्लेच्छउच्यते ।१०।
मूर्खक्रूरक्रियाहिनःपरद्रव्यापहारकः ॥
निर्दयःसर्व भूतेषुविप्रोचांडालउच्यते । ११ ।

किंतुयःकश्चिदात्मानमद्वितियं जाति गुणक्रियाहिनं षड्भावेत्यादी सर्वदोषरहितं सत्यज्ञानानन्तस्वरूपं निर्विकल्पमशेषकल्पनाधारमशेषभूतान्तर्यामि त्वेनवर्तमानं अन्तर्बहिश्चाकाशवदनुस्यूत मखंडानंदस्यभावमप्रमेयमनुभवैक वेद्यमपरोक्ष तयाभासमानं करतलामलकवत् साक्षादपरोक्षिकृत्य-कृतार्थतया कामरागादि दोषरहितः शमदमादी सम्पन्नो भयमात्सर्य तृष्णाऽऽशा मोहादिरहितो दंभाऽहंकारादिभिरसंस्पृष्टचेता वर्ततेतथाच–

जन्मनाब्राह्मणोज्ञेय संस्काराद्द्विजउच्यते ॥
विद्वत्वाच्चापिविप्रत्वंत्रिभिः श्रोत्रियउच्यते । १ ।
कर्मयोगीतथाद्वश्च श्रियालंयसुरालयं ॥
सत्योवैकुंठ कैलासो क्षीराब्धिभैरवस्तथा । २ ।
विश्वरूपंतु चैतन्य मेतन्मायास्वरूपकं ॥
मायापरंभवेद्ब्रह्म तत्परंब्रह्मकेवलम् । ३ ।

देहाभिमानिनोयोगी भोगीकर्माभिमानिनः ॥
मोक्षाभिमानिनोज्ञानि तत्वज्ञानोभिमानिना । ४ ।

सांख्येतुज्ञानंमोक्षइति–१ वैशेषीकेतु निरवयवगुणातीत वस्तुज्ञानंमोक्षइति–२ मिमांसकेतु अहंकारो विनाशोमोक्ष इति–३ केचितगुरूभक्ताः गुरूवचनेननिश्चितंमोक्षइति–४ स्मत्तिकास्तु साकारस्य निकारस्य शुंन्यतोभयपक्षविहीनं-मोक्षइति–५ दैशिकोक्ताः स्वसिद्धांतकथितंमुक्तिविधानं-मोक्षइति–६ किंतु एव मुक्त लक्षणोयः सएवब्राह्मणइति श्रुतिरभिप्रायः अन्यथाहिब्राह्मणत्वसिद्धिर्नास्तितस्मात्सच्चि-दानंदाऽऽत्मानंभावयेत्–( अपूर्ण )

## વજ્રસુચી ઉપનિષદનો ભાવાર્થ સહીત અર્થ.

શાસ્ત્રના અજ્ઞાનને નાશ કરનારૂં–અને મૂર્ખોને દોષ રૂપ દેખાનારૂં તથા જ્ઞાન ચક્ષુ ( આંખ ) વાળાઓને દીપાવી શોભા આપનારૂં એવું વજ્રસુચી ઉપનીષદ્ કહું છું–બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર એ ચારે વર્ણ છે–તે ચારે વર્ણોમાંથી બ્રાહ્મણ વર્ણ મુખ્ય છે. એમ વેદ વચનોના આધારે સ્મૃ-ત્તીયો કહે છે. તેમાં શંકા એ છે કે બ્રાહ્મણ કોને કહેવો– ૧ જીવ બ્રાહ્મણ છે કે ૨ દેહ કે ૩ જાતી કે ૪ જ્ઞાનથી બ્રાહ્મણ છે કે ૫ કર્મથી કે ૬ ધર્મથી કે ૭ વર્ણથી કે ૮

પંડીતાઇથી બ્રાહ્મણ છે. એવા આઠ પ્રકાર છે. (તેમાં બ્રાહ્મણ કોને સમજવો) ૧ જીવ બ્રાહ્મણ છે એમ કહીએ તો તે નથી બનતું–કેમકે

પૂર્વ જન્મોના ગયેલા દેહો તથા હવે પછી થનારા અનેક દેહોને વિષે એકજ જીવ કર્મોને સ્વાધીન થઇને ભમ્યાં કરે છે તેમજ ચારે વર્ણોના શરીરોને વિષે જીવ એકજ રૂપે છે તેથી જીવ બ્રાહ્મણ નથી. ૨ જો દેહ બ્રાહ્મણ છે એમ કહીએ તો બ્રાહ્મણથી લઇને ચાંડાળ સુધી મનુષ્યોના દેહો પાંચ તત્વોથી એકજ રૂપ છે તેમજ ઘડપણ અને મરણના ધર્મ અધર્માદી સરખાંજ છે અને માબાપના મરણ પામેલા શરીરને બાળવાથી પુત્રને બ્રહ્મહત્યાનો દોષ લાગુ પડવાથી[1] અને બ્રાહ્મણોનું આયુષ સો વર્ષનું કે તેથી અડધું ક્ષત્રીયોનું આયુષ કે તેથી અડધું વૈશ્યોનું કે તેથી અડધું શૂદ્રોનું આયુષ હોતું નથી માટે દેહને બ્રાહ્મણ ન કહેવાય. ૩ અને જો જાતી બ્રાહ્મણ કહીએ તો તેમ નથી બનતું કેમકે અનેક જાતીઓને વિષે જીવનો સંભવ છે.

અને બીજી અનેક શૂદ્રાદીક જાતીઓમાં ઉત્પન્ન થયેલા મહર્ષિઓ ઘણાએ થઇ ગયેલા છે. જો જાતીથીજ બ્રાહ્મણ થઇ

---

૧ બ્રાહ્મણને ન બાળતાં પાણીમાં કે વગડામાં પધરાવવો જેમ જંતુઓ ખાઇને સંતોષ પામે તેમ કરવું. કેમકે બ્રાહ્મણે ચોથી અવસ્થામાં સંન્યાસી થવુંજ જોઇએ એટલે બાળવાનો સંભવજ નથી.

કોતું હોય તો પશુઆદી અનેક પ્રાણીઓની જાતીઓમાં ઉત્પન્ન થનારા મહર્ષિઓ તે બ્રાહ્મણ ન થઈ શકતા જેમકે–

શૃંગી રૂષિ હરણીથી–૧ અને કૌષિક ઋષિ દર્ભની પુળીમાંથી–૨ જાંબુક રૂષિ શીયાળથી–૩ વાલ્મીક રૂષિ રાફડા (બોલ) માંથી–૪ ભારદ્વાજ અને વ્યાસમુની વહાણવટીયા (મચ્છીમાર) ભોઇની કુંવારી કંન્યાથી–૫ ગૌતમ રૂષિ સસલાની પીઠમાંથી–૬ વસીષ્ઠ રૂષિ ઉર્વશી અપ્સરાથી–૭ અગસ્ત મુનિ ઘડામાંથી–૮ પરાશર મુની ચાંડાલીથી–૯ માતંગ અને ગર્ગ મુની હાથણીથી–૧૦ માંડવ્ય રૂષિ દેડકીથી–૧૧ અનુશર રૂષિ શુદ્રીણીથી–૧૨ વિશ્વામિત્ર ઋષિ બ્રાહ્મણીથી–૧૩ અને નારદ મુની દાસીથી–૧૪ એવિ રીતે અવતરેલા છે એમ સાંભળ્યું છે એ પ્રમાણે તેઓની ભીન્ન (જુદી) જાતિ હોવા છતાંએ શ્રેષ્ઠ પ્રકારનું જ્ઞાન સંપાદન કરવાથી ઘણાએ બ્રહ્મર્ષિઓ થઇ ગયેલા છે–[1] તેમાટે જાતિથી

---

૧ પણ આપણુતો આજે એકજ જાતિ બ્રાહ્મણનિ હોવા છતાં એક એકનિ કંન્યા આપવા લેવામાં એ બૈરીઓના કહેવાથી ભારે મો ઉંચા નિચા કુળનો ધરાવિ રહ્યા છેએ–જો કંન્યા લેવા દેવાથી બ્રાહ્મણપણાને બાધ આવતો હોય તો ઉપર ગણાવેલા ઋષિઓ વર્ણસંકરથીએ અધમ ગણાયા હોત તો પછી આપણુ તે રૂષિઓના ગોત્રજોની ગણત્રિ શામાં ગણાય–તેમજ ૫૦૦–૬૦૦ વર્ષો ઉપર થઇ ગયેલા જગન્નાથ પંડીત મુસલ્માન બાદશાહાન દીકરી–ઓને પરણ્યા હતા તેથી બ્રાહ્મણનિ ન્યાત ગંગાએ અજ્ઞાનતાથી

બ્રાહ્મણ નથી થૈશકતો ૪ અને જ્ઞાનથી બ્રાહ્મણ કહિએતો તેમ પણ નથી બનતું કારણકે ક્ષત્રિ આદીક પરમાર્થ દ્રષ્ટી-વાળા ( અજાત શત્રુ ઇત્યાદી વેદોક્ત જ્ઞાતિ ) જ્ઞાનવાન ઘણાએ થઈ ગયેલા છે તે માટે જ્ઞાનથી બ્રાહ્મણ નથી હોઇ શકતો–પ અને જો કર્મથી બ્રાહ્મણ હોયતો તેપણ નથી બનતું કેમકે

---

જગન્નાથ પંડીતને બ્રાહ્મણપણાથી રહિત થઇ ગયેલો સમજીને સમસ્ત બ્રાહ્મણ પંક્તિથી બહાર કર્યા હતા છતાં એ કાંઇ બ્રાહ્મણ પણાથી રહિત ન્યાતના કહેવાથી તો નજ થઇ ગયા હતા પરંતુ તે ખાસ પવિત્રજ છે એમ સમજીને જગત્ પાવનિ ગંગાજીએતો બાવન પગથીઆં ચઢીને તેમને સ્નાન કરાવ્યું હતું તેટલુંજ નહિ પણ બ્રાહ્મણની સાથે લગ્ન કરવાથી–લોંગીનેએ પવિત્ર ગણીને ગંગાજીએ ચોપન પગથીઆં ચઢી સ્નાન કરાવ્યું અને કેવળ જાતિ અભીમાન ધરાવનારા બ્રાહ્મણોનું અજ્ઞાન ગંગાજીએ સાબીત કરી આપ્યું તથાપી તે સમસ્ત બ્રાહ્મણો મળીને ગંગાજીનું એક પગથીયુંએ પણ ન ચઢાવિ શકયા હતા ત્યારે બ્રાહ્મણપણાથી રહિત તો બધિ ન્યાત થઈ કે એક જણો થયો અર્થાત્ મુસલ્માનનિ કંન્યાનું લગ્ન કરવાથી એ જગન્નાથ પંડીતને બ્રહ્મત્વ પણામાં કંઇ બાધ ન આવ્યો હતો, તો પછી આપણા એકજ બ્રાહ્મણ વર્ણમાં જેના શુદ્ધ આચાર વિચારો અને ધર્મ કર્મોમિં એકતા ( સરખાખણી ) મળતિ આવતિ હોય તો તેવા દરેક જ્ઞાતિના બ્રાહ્મણોનિ કંન્યા લેવા દેવામાં કશોએ બાધ નથીજ આવિ શકતો, પરંતુ કર્મ ધર્મ આચારાદી અને બ્રહ્મ ( વેદ ) વિદ્યાથી રહિત તેમજ કંન્યાવિક્રયાદી નિંદીત કર્મોને જે કરનારો હોય તો તેવા નિક-

સર્વ પ્રાણીઓના પ્રારબ્ધ અને સંચિત્ કર્મો સમાન (સરખાં) દેખાઇ રહ્યાં છે તેમજ કર્મોથી દોરવાયલા સહુ પોત પોતાનિ ક્રીયાઓ કરેછે તેમાટે કર્મથીએ બ્રાહ્મણ નથી–૬ અને જો ધર્મથી બ્રાહ્મણ કહિએ તો તે પણ નથી બનતું કેમકે ક્ષત્રિ વૈશ્ય સૂદ્રાદીક પણ સુવર્ણાદીનું દાન કરેછે તેમજ વાવ કુવા તળાવાદી ધર્મ કામો ઘણાએ કરાવેછે તેમાટે ધર્મથીએ બ્રાહ્મણ નથી–૭ અને જો વર્ણથી બ્રાહ્મણ કહિએ તો તેપણ બનતું નથી કેમકે બ્રાહ્મણ ધોળા રંગના કે ક્ષત્રિય લાલ રંગના કે વૈશ્ય પીળા રંગના કે શૂદ્રો કાળા રંગના કાંઈ હોતા નથી દરેક બ્રાહ્મણના રંગજેવાજ દેખાય છે તે માટે વર્ણથી એ બ્રાહ્મણ નથી–૮ અને પંડીતાઇથી બ્રાહ્મણ કહિએ તો તે પણ બનતું નથી કેમકે ક્ષત્રિ વૈશ્ય શૂદ્રાદી પણ વેદ વાકયોનું બરોબર સ્પષ્ટ અર્થ કરવાનું જ્ઞાન ઘણાએ ધરાવિ શકે છે તેમાટે પંડીતાઇથી પણ બ્રાહ્મણ નથી—

---

કુળનિ સાથે સબંધ રાખવાથી બ્રાહ્મણપણામાં અવષ્ય બાધ બેસેછે માટે એકંદરતો ખરી ( બ્રહ્મ ) વસ્તુને જાણ્યા વિના બ્રાહ્મણીને પેટે જન્મ થવાથી એ બ્રાહ્મણપણું આવી શકતું નથી. અને શૂદ્રિણીને પેટે જન્મ થવા છતાં એ જો ખરી ( બ્રહ્મ ) વસ્તુને જાણી લ્યેતો તે બ્રાહ્મણપણાને પામિ શકે છે.

तस्मान्नजाति ब्राह्मणः તે માટે બ્રાહ્મણનિ જાતમાં જનમ થવાથી કાંઇ જાતિ માત્રથી બ્રાહ્મણ ન થઇ શકાય.

## ત્યારે કોણુ બ્રાહ્મણુ છે એમ પુછો તો

( આ નિચે બતાવેલા દશ પ્રકારના કર્મ બ્રાહ્મણો છે. તેમાં પોતે જે જેવાં કર્મો કર્તા હોઇએ તે પ્રમાણે તેવા તેવા બ્રાહ્મણુ સમજી લેવા ) દેવ–૧ મુનિ–૨ દ્વિજો–૩ રાજા–૪ વૈશ્ય–૫ શુદ્ર–૬ બીડાલક–૭ પશુ–૮ મ્લેચ્છ–૯ અને ચાંડાલ–૧૦ એવા દશ પ્રકારના બ્રાહ્મણો છે.

પ્રાણી માત્રનું ભલું કરનારો શાંત સ્વભાવનો તપ કરનારો પવિત્ર આચાર પાળનારો અને સીધાપણું રાખનારો ગુરૂનિ સેવા કરનારો અને તત્વ વેત્તા હોય તે દેવ બ્રાહ્મણુ કહેવાય છે–૧

મનનિ પ્રસન્નતા અને સમાનતાથી ગમેતે આશ્રમમાં રહેનારો ધર્મને કરનારો અને વેદ વિદ્યાને જાણુનારો હોય તે મુનિ બ્રાહ્મણુ કહેવાય છે–૨ હમ્મેશાં છએ કર્મોને કરનારો સંતોષિ ઇંદ્રીયોને વશ કરનારો વેદનું પઠન્ અને યજ્ઞ યાગાદી કરનારો હોય તે વીપ્ર દ્વિજ કહેવાય છે–૩ ઘોડા વીગેરે વહાનો ઉપર બેસવામાં હોશીઆર અને હથીયારોને ધારણુ કરી રણુસંગ્રામમાં નિતિથી યુદ્ધ કરવામાં શૂરવીર હોય તે વિપ્ર ક્ષત્રી છે—૪ ખેતીનોજ ધંધો કરનારો અને આજીવીકાને માટે પશુઓ ( ગાયો ભેંશો વીગેરે ) ને પાળનારો દરેક જાતનો વેપાર કરનારો હોય તે વીપ્ર વૈશ્ય છે—૫ લોઢું, લાખ, તલ, મીઠું, ઘી, દુધ, મદીરા અને માંસાદી

( ગાય, બકરી ) નો વેંચનારો હોય તે વિપ્ર શુદ્ર કહેવાય છે—૬ પ્રાણી માત્રની હત્યા કરનારો કે કરાવનારો—નિંદા કરનારો કે સાંભળનારો—વિષયોમાં આસક્ત કે લોભી—ઠગ કે જુગારી—પરસ્ત્રી ગામી—અને ન ખાવા જેવું ( મદીરા માંસાદી કે કંન્યાવીક્રય પ્રેતાન્નાદી કે યવન શૂદ્રાન્નાદી કે લશણુ—ડુંગળી—મસુર—હિંગ કે ઉચ્છીષ્ટ અન્નાદી ) ખાનારો હોય તે વિપ્ર બૈડાલ વૃત્તિક ( બીલાડા ભગત ) છે—૭ બ્રહ્મ તત્વને ન જાણનારો અને કેવળ જનોઇના પહેરવાથીજ જાતી અભીમાન કરનારો હોય તેમજ વેદ વૃતોને ન જાણનારો અને આચારથી ભ્રષ્ટ રહેતો હોય તે વિપ્ર પશુ છે—૮ જલાશયો ( વાવ કુવા તળાવ નદી ) માં અને બગીચામાં તેમજ દેવમંદીર ( ધર્મશાળા વિગેરે ) માં ગંદું મળ મુત્રાદી કરનારો અને સ્નાન સંધ્યાદી નહી કરનારો હોય તે વિપ્ર મ્લેચ્છ ( પ્રેત ) કહેવાય છે—૧૦ મૂર્ખ ( અક્કલ વિનાનો ) કઠોર હૃદયનો સત્ક્રીયાથી રહીત પારકું ધન હરણ કરનારો અને પ્રાણી માત્રના ઉપર દયા ન રાખનારો હોય તે વિપ્ર ચાંડાળ કહેવાય છે—૧૦

( પરંતુ ખરો બ્રાહ્મણ કોને કહેવો ) જે શુદ્ધ બુદ્ધિમાન અદ્વિતિય આત્માને જાણે તે બ્રાહ્મણ છે, આત્મા કેવો છે જે જાતિ ગુણ અને ક્રિયા કર્મથી રહિત તેમજ છ ઉર્મીઓ અને છ ભાવ આદી સર્વ દોષોથી રહિત

સત્ય જ્ઞાન અનંત સ્વરૂપ નિર્વિકલ્પ સર્વ સંસારનું અધિષ્ઠાન્ સર્વ પ્રાણી માત્રનો અંતર્યામિ અને સર્વનો પ્રેરક બહાર અને અંતર આકાશ સમાન્ સર્વ વ્યાપી અખંડાનંદ સ્વરૂપ અપ્રમેય અનુભવને જાણનાર અપરોક્ષતાથી પ્રસિદ્ધ છે એવા આત્માને જે હાથમાં આંમળાની પેઠે પ્રત્યક્ષ કરી કૃતાર્થ થઇને તેમજ કામ ક્રોધાદી દોષોથી રહીત અને શમ દમાદીથી સંપન્ન ભય માત્સર્ય ( ઉદ્ધતાઇ ) ત્રષ્ણા આશા મોહાદીથી રહિત અને દંભ ( પાખંડ ) અહંકારાદીથી જેનું ચિત્ત સ્પર્શ નથી થતું એવો જે હોય તે બ્રાહ્મણ છે [ તેમજ બીજી પ્રકારે ]

જન્મ્યો ત્યાંથી બ્રાહ્મણ જાણવો અને સંસ્કાર [ ઉપવિત્ત ] થી દ્વિજ થાય છે વેદાદીને જાણવાથી વિપ્ર થાય છે એ ત્રણે શ્રોત્રિય–વેદના અધિકારી હોય છે.

કર્મેષ્ટિ શ્રિયાલય (સંસારના પૂર્ણ વૈભવો) નો અધિકારી થઇ શકે છે. અને યોગી [ સંન્યાસી ] સુરાલય ( ઇંદ્રપુરી ) નો અધિકારી થઇ શકે છે.

જ્ઞાનિ ભૈરવાદી સત્ય લોક કૈલાસ વૈકુંઠ અને ક્ષીરસાગરનો અધિકારી થઇ શકે છે.

તત્વ જ્ઞાનિ વિશ્વરૂપપ્રથને ચૈતંન્યનો અધિકારી થઇ શકે છે.

આ બધું વર્ણવેલું માયાનું સ્વરૂપછે અને આ મા
શબ્દ બ્રહ્મ નિરાળો છે અને શબ્દ બ્રહ્મ [ વેદનારાયણ
એ સમજ બ્રહ્મ ( પૂર્ણ સચ્ચિદાયંદ ) એક સ્વસત્ત
જુદોજ છે ( જે સમજવામાંજ આવે છે કથન્ કર
નથી આવતો તે મોક્ષ ધામ છે ).

સાંખ્ય શાસ્ત્ર કહે છે કે જ્ઞાનથી મોક્ષ. છે. ૧ વૈ
શાસ્ત્ર કહે છે કે અવયવ (ઇંદ્રિયાદી) થી અને ત્રણે ગું
રહિત જે વસ્તુ ( પરમાત્મા ) છે તેને યથાર્થ જાણ
મોક્ષ છે. ૨ મિમાંસા કહે છે કે અહંકારનો નાશ થ
મોક્ષ છે. ૩ કોઇ ગુરૂ ભક્તો કહે છે કે ગુરૂના વચ
પૂર્ણ વિશ્વાસ રાખવાથી મોક્ષ છે. ૪ સ્મૃત્તિઓ કહે
સાકાર અને નિરાકાર બે પક્ષોથી રહિત જે ખંબ્રહ્મ છે
યથાર્થ જાણવાથી મોક્ષ છે. ૫ ઉપર કહેલા પોત પો
સિદ્ધાંતોથી ગણાવેલી મુક્તિ વિધાનથી મોક્ષ છે. ૬

પરંતુ ઉપર કહેલા કરતલા મલકવત્ ગુણોથી
યુક્ત પરોપકારાદી જે શુદ્ધ કર્મોને આચરનારો હોય
બ્રાહ્મણ છે એવો વેદનો અભીપ્રાય છે તે વિના કોઇ
બ્રાહ્મણ સિદ્ધ નથી થઇ શકતો તેનાજ માટે સચ્ચિદ
આત્માનું ધ્યાન ધરવું. (અપૂ

उत्तमा आत्मचितास्यात्मध्यमा ध्यानधारणा ॥
अधमा शास्त्र चींतास्या त्तिर्थयात्रा धमाऽधमा ॥
( આદ્ય શંકરાચ

આત્માનું ચિંતવન્ આત્માના શુદ્ધ સ્વરૂપને ઓળખી લઇને પરમાત્માનીજ સાથે એકતા કરી દેવી તે સૌથી ઉત્તમ છે ? ધ્યાન આરાધન પ્રાણાયામો ચઢાવવા ધારણા ખેચરી ભદ્રા વિગેરે મુદ્રાયો અને ઇંગળા પીંગળા નાડીઓનું સાધન સાધવું દેહના તત્વોનું વિચારવું એ બધુ મધ્યમછે શાસ્ત્રોનું અધ્યન ભણવું ભણાવવું સ્તોત્ર પાઠો કરવા કે હિંસા અને શૃંગાર રસના પુસ્તકોનિ રચના કરવિ વિગેરે અધમ્[૩]છે–તિર્થયાત્રા ચારે ધામ આદી ફરવું એ અધમમાં અધં છે.

ઉપર બતાવેલી ચારે વાતો ચારે વર્ણને અનુક્રમે તો ઉત્તમ છે જેમકે બ્રાહ્મણને ઉત્તમ આત્મચિંતવન છે ક્ષત્રિયને ધ્યાન ધારણા ઉત્તમ છે વૈશ્યને શાસ્ત્ર ચિંતવન્ ઉત્તમ છે અને શુદ્રને તિર્થ યાત્રા ઉત્તમ છે.

આપણુ સર્વેય વર્તમાન સમયમાં કીયા વર્ણાશ્રમની સ્થિતિમાં છીએ નથી તો આપણુ વર્ણ ધર્મને સમજ્યાં કે નથી દેહ ધર્મને સમજ્યાં કે નથી અવસ્થાનો ધર્મ સમજ્યાં એ બધું માણસના દેહમાં સમજવાનું છે માણસમાં ઉત્તમ બ્રાહ્મણનો દેહ મ્હોટા પુન્ય વડે મળ્યો છે માટે તેમાં સુખ અને ધર્મના આત્મ લાભને મેળવવો અને બીજી વર્ણને તેવો ઉપદેશ દેવો એ આપણા આ દેહનો ધર્મ છે સૌને સહન કરવા જેટલો બોજો રાખવો તેથી

સહુને સુખના કીરણો દેખાશે સુખ આપણા હાથમાંજ છે જો લાભને સમજીને કામ કરીએ તો આપણને સુખ સર્વ પ્રકારનું મળી શકે શુદ્ર રીવાજોના ખર્ચા તદ્દન કાઢી નાખીને દેહથી જેટલું બને તેટલું પરોપકારના કામોમાં અનુસરવાનું કરીએ તો આ લોકમાં જન્મ સુખમાં વ્યતિત થાય અને મરીણામમાં આત્માને અખંડાનંદનું સુખ પ્રાપ્ત થાય તેવું કરવું એ આ મનુષ્ય દેહનો ધર્મ છે માટે પ્રીય સજ્જનો એ દેહ અને આત્માને આરામ શામાં છે તેનો ખુબ ઉંડો વિચાર કરીને પછી દરેક કામોનો આરંભ કરવો જે કામ કરવામાં દેહ અને આત્માને કષ્ટજ એકલો હોય અને તેમાં લાભ કશોએ નથી તો તેવા કામો તુરત તજી દેવાં એ સુખનું સાધન છે. **હરિઃ ૐ શાંતિ**

## અનેક લોકોના પ્રશ્નોના ઉત્તરો.

૧ **પ્રશ્ન**—તમો ગાંધીજી મહાત્માનો મત પાળો છો.

**ઉત્તર**—તેથી એ આત્મ કલ્યાણના વિચારોમાં તો બે ડગલાં આગળ–જો કે ગાંધીજી વૈશ્ય છે (આપણુ બ્રાહ્મણુથી તો ત્રીજે પગથીએ તે છે) તે જો મહાત્મા ગણાય અને આપણુ મહર્ષિ મહાત્માઓના પુત્રો હોવા છતાં એ ભીક્ષુકની ગણત્રીમાં રહી જઇએ તો ઘણુંજ શર્માવા જેવું તો ખરૂંજ. માટે પરોપકારી કામો કરવામાં જગતના પ્રેરક

થવું ( સદ્બોધ દેવો ) એતો આપણી બ્રાહ્મણુનીજ ફરજ છે.

૨ પ્રશ્ન—તમો દાઢી મુછ અને માથે વાળ હવે કેમ રાખતા થયા છો.

ઉત્તર—સ્વતંત્ર સુખ સમજીનેજ–કેમકે આઠ આઠ દીવસે કપાવી કપાવીને હું કંટાળ્યો પણુ વાળો તો ન ખુટયા. તેમજ પરમેશ્વરે તો સમજીનેજ જેને જેમ ઘટે તેમ વાળ કર્યા છે–બૈરાંને ડાઢી મુછ નહી જોઇતી હોય તેથી નથી બનાવી અને પુરૂષોને જોઇતી હશે તેમ સમજીને શરીરના સુખ અને શોભા માટે વાળો બનાવ્યાછે તેમજ ગ્રહસ્થી હોવા છતાં એ ઋષીઓ વાળ રાખતાજ હતા. તે માટે પુરૂષોને દાઢી મુછ સહિત વાળ હોવાજ જોઇએ.

૩ પ્રશ્ન—તમો ગ્રહસ્થી છો ને પાવડીયો પહેરો છો અને શંખ કેમ વગાડો છો.

ઉત્તર—પાવડીઓ પહેરવાથી દોષે નથી કે કાંઈ સીદ્ધીએ નથી પગના રક્ષણુ માટે પાવડી કે પગરખું ગમે તે પહેરવું જોઇએ શંખ તો માંગલીક નાદ છે. દેવોને ખુશ ખબર આપવાનો તારછે ભુત પ્રેતોને ભગાવી ( નસાડી ) દેવાનો હનુમાન છે તેમજ શંખ દેવી મનુષ્યોના આત્માને આનંદ ઉપજા-

વનારો છે. વીર પુરૂષોને શૂરાતણ ઉપજાવનારો છે. આસુરી મનુષ્યોને કે કાયરો ( નીર્બળ ) ને ભય ઉપજાવી ઘભરામણ કરનારો છે. એમ સમજીને સર્વ ગ્રહસ્થી બ્રહ્મર્ષિઓ અને રાજર્ષિઓએ શંખ રાખ્યા હતા. ગીતાના પહેલા અધ્યાયમાં જોઈ લેવું. માટે સહુને રાખવો જોઇએ છે.

૪. **પ્રશ્ન**—તમોએ લૌકીક વ્યવહાર—ન્યાતમાં જમવા જવા આવવાનું અને બીજા ન્યાતી રીત રીવાજોને કેમ છોડી દીધા છે.

**ઉત્તર**—શરીર અને શાસ્ત્રોની વિધીનો વ્યવહારે હું પુરો ન પાળી શકું તેટલો બધો છે. પછી લૌકીક(શૂદ્ર)) વ્યવહારોને તેં કહિ વખત કરવા જાઉં. જો શરીરના વ્યવહારથી નવરો પડું તો જઈ શકુ છું—અને મ્હારા જ્ઞાતિબંધુઓની ગરીબી હાલતો ને જોઇને જમણના મિષ્ટ પકવાનો તે ઝેહેર જેવાં પ્રીય લાગે છે. શાક રોટલોજ મ્હારી હમ્મેશની ભૂખને તો ડાઢી પાડેછે. પણ એક દીવસનું જમણ તો મ્હારૂં કેટલુંએ લોહી બાળેછે—અને બીજા રીત રીવાજોને કરવામાં સુખ અને લાભ કે લેખી પુરાવો જો મને કોઈ બતાવે તો હું કરવા અને બીજાઓને પણ મદદ દેવાની કંમર ( કેહેડ )

બાંધું. નહિતો મને સુખદાઈ રીવાજો પાળવા ગમેછે. સહુને થાકીને છોડવા પડે તો હું સમજીને કેમ ન છોડું. થાક લાગતાં પહેલાંજ વિશ્રામ કરવો ઠેઠ પહોચેં.

૪ પ્રશ્ન—તમો રીત રીવાજોથી થાકી જઇને લૌકીક વ્યવહારોને નહિ કરોતો તમ્હારા રામકૃષ્ણને કંન્યા કોણ આપશે—

ઉત્તર—પુરેપુરા લૌકીક વ્યવહારોના રીત રીવાજોને કરનારા મ્હારા ન્યાતિ બંધુઓ કુળવાન છતાંએ કેટલાએ કુંવારાજ છે તે ન રહેવા જોઈએ. આપણી બ્રાહ્મણની કેટલીક ન્યાતોમાં તો કુળવાન વિદ્વાન ધનવાનનેજ કંન્યા મળે તેવો કાંઇ નિયમ નથી કે રીત રીવાજોને આધારે મળે તેમ પણ નથી તે તો પ્રારબ્ધનો ખેલ છે તેમ રામકૃષ્ણ હજુ તો બે વર્ષનો એ નથી થયો (જન્મ સંવત્ ૧૯૭૬ ના ભાદરવા શુદ ૪ ગુરૂવાર છે) તે

પહેલાં વિવાહની વાત કેમ હોવી જોઈએ પ્રથમ તો તેને ભણવાની અને સદ્‌ગુણોને પ્રાપ્ત કરવાનીજ ખાસ જરૂર છે તે પછી પુખ્ત ઉમ્મર થયે કંન્યાનો વિચાર કરવાનો છે તેની તો હજુ ૨૦ વર્ષે ગઇ વાત તેટલામાં તો નવો યુગ બદલાઈ જશે જો રામકૃષ્ણને સંસાર થવાનો પ્રારબ્ધ યોગ હશે તો કોઈ ટાળી શકતુંજ નથી અને નહી થવાનો હોય તો બધા પ્રયત્નો નકામાંજ છે. તેમ તે બાળબ્રહ્મચારી રહિને આત્મ કલ્યાણ અને પરોપકારને સાધી શકે.

૫ પ્રશ્ન—લોકીક વ્યવહારો નથી કરતા તે તમો સાધુ બાવા થૈ ગયા છો

ઉત્તર—જેને તમો સાધુ બાવા કહો છો તે તો લોકીક વ્યવહારોથી એ વધારે વહેવારો કરે છે અને વગર મહેનત કર્યે સંસારીઓના માલ ખાઇને જગતના ઉપર ભાર રૂપજ જાણે હાથપગ વિ-

નાના હોય તેવા છે અને જે જગતનો બાવો છે તે તો પ્રાણી માત્ર સહુનું પાલણ પોષણ કરી ને સુખ આપી રહ્યો છે તેણેજ પરોપકારોના કામોના સાધનો સહુ પ્રાણીઓને કરી આપ્યા છે માટે સાધુ બાવો (ગુરૂ કે બાપ) એક પરમેશ્વર છે હું તો તેનો સેવક હોઇ શકું પણ સાધુ બાવાની લાયકાતનો હું કયાંથી હોઈ શકું તેમજ સંસારી હોય તો તે તેના છોકરાંનો બાવો (બાપ) હોઇ શકે પણ જેને સ્ત્રિજ નથી તે તો કોઈનો એ બાવો ન કહી શકાય હું રામકૃષ્ણનો તો બાવો (બાપો) છું પણ બીજાકોઈ કહેનારા ઓનો બાવો (બાપો) નજ હોઇ શકું. તેમજ બીજો કોઈ બાવો છેજ નહિ બધાએ જક્તગુરૂનાં ચેલા છે.

૬ પ્રશ્ન—તમો કીયા વર્ણાશ્રમમાં છો અને શો ધર્મ પાળોછો.

ઉત્તર—હું બ્રાહ્મણ વર્ણના ઋષિ આશ્રમમાં છું માટે

શુદ્ધાચાર પવિત્ર તન મન અને આત્માથી રહેવું એ મ્હારો પરં ધર્મ છે ( જેમાં કોઈ પ્રાણીની હિંસા ન થાય જેમાં પરોપકાર સ્વાર્થ વિનાનો સમાયલો હોય જેમાં પૂર્ણ સ્વતંત્રતાથી સુખ અને લાભદાઇપણું હોય તેવો અને પ્રાચીન કાળના ઋષિમુનીઓએ અનુસર્યો છે એ ધર્મને પાળું છું.

૭ **પ્રશ્ન**—તમો માંથે પાઘડી કેમ નથી રાખતા અને સારા પોશાગો કેમ ન પેહેરો.

**उत्तर**—સુખ અને લાભ માટેજ. માથાને કે શરીરને ટાઢવાય તો ગમે તેમ ઢાંકવું. પણ એવા મોઘા શણગારો મને તો ધારણ કરવા બહુરૂપા જેવા દેખાય છે. રાજાના પોશાગો પહેરવા તે બ્રાહ્મણને કેમ પોશાય. બ્રાહ્મણનો પોશાગ તો ધોળોજ હોય. રંગ બેરંગી ન હોય. તેમ બ્રાહ્મણને માથે પાઘડી હોવિજ જોઇએ તેવું શામાં પ્રમાણ છે.

૮ **પ્રશ્ન**—તમ્હારી ધર્મપત્નિ પાર્વતિને કાંઈ રંગદાર વસ્ત્રો કે દર દાગીના કે હાથે પુરો ચુડલોએ કેમ નથી. એને કાંઈ જમવા રમવાની શોખ ન હોય કે—

**ઉત્તર**—બ્રાહ્મણની સ્ત્રિને તો નિર્મળ શુદ્ધ (રંગ વિનાની) શાંતિની સાડી અને મ્હોટા મોંઘા મુલ્યના શીયળ વૃત્તની કંચુકી (કાંચળી) મજબુત હોય તેમજ કીમતિ સદ્ગુણોના ઘરેણાં ( દરદાગીના ) હોય. અને પરમાત્માના સ્મરણના ચુડલાનું અખંડ સૌભાગ્ય હોય. પણ જો મોજમજા કરવાના ગમે તો રાજા કે ધનવાન શેઠ શાહુકાર ને ત્યાં પોસાય અને બરફી પેંડા કે પકવાનો જમવાનું જોઇએ તો કંદોઇને ત્યાં મળી શકે બ્રાહ્મણને ત્યાં તો શાક રોટલો અને જાડાં વસ્ત્રો બ્રાહ્મણીના દરજાને શોભે તેવાં સાદાંજ હોય. લટકા ( નખરા ) કરી કોઇને મોહ ઉપજાવવો હોય તો નવા નવા શણગારો અને તરેહ તરેહના દાગીના ધારણ

કરવા પડેજ. પતિવૃતાને તો નહોય.

૯ પ્રશ્ન—તમો ઉભું તીલક કરોછો તેવું બ્રાહ્મણને કરવું ક્યાં લખ્યું છે.

उत्तर—ઘણે ઠેકાણે પ્રમાણો છે કે ઉભું તિલક બ્રાહ્મણે કરવું. ક્ષત્રિયે આડું વૈશ્યે તીરછું ( અર્ધચંદ્રાકાર ) શુદ્ર અને સ્ત્રિએ ગોળ બિંદુ કરવું. મને ઉપવિત્ત દીધું ત્યારે શુકલજીએ તીલક કર્યું હતું તે પણ નાકની ટીશી (ડાંડી) થી તે બ્રહ્મરંધ્ર ( તાળવા ) સુધી લાંબું તાણ્યું હતું. અને સંધ્યા કરતી વખતે ભસ્મીનું પ્રથમ ઉભૂં તાણવાનું વિદ્યાગુરૂ ( મ્હારા દાદા ) એ શીખવ્યું છે. તેમ બ્રાહ્મણ સાગ્નેય ગણાય છે અને ગુરૂ પણ અગ્નિ છે. તે અગ્નિનું સ્વરૂપ अग्निर्जोतिर्जोति વેદમાં કહ્યું છે કે અગ્નિ જ્યોતિ સ્વરૂપ છે તેમ મહાદેવ અગ્નિ તત્વનું સ્વરૂપ અધિષ્ટાન છે તે કારણથી એ ઉભુંજ કરવું જોઇએ અને મ્હારા મોક્ષ ગુરૂદેવે

પણ જોતી સ્વરૂપ તિલક કરવાનું કહ્યું છે બ્રહ્મ-
ચારીએ ભ્રકુટીમાં શક્તિની આડ કરીને તે ઉપર
ઉભું કરવું જેને મહાદેવના તત્વ સ્વરૂપની સમજ
ન પડી હોય તે તો ગમે તેમ કરે પણ બ્રાહ્મણ
વર્ણમાં તો ઉભું કરવું ઘટે છે નહિ તો તીલક
કરવામાં કાંઇ કલ્યાણ નથી ભરી રાખ્યું તત્વનો
તાર એક સુત્રનો લાગી રહેવો જોઇએ.

૧૦ **प्रश्न**—તમો ગાંડા થઈ ગયા છો કે કેમ લોકો તમારી
નિંધા કરે છે.

**उत्तर**—જેને જે ધંધો હોય તે કરે હું ગાંડો કે ડાહ્યો
ક્યાંથી હોઇ શકું કેમકે કોઇના મનથી તો કોઇ
એ ગાંડું નથી. પોતપોતાના મનથી તો સહુએ ડાહ્યુંજ
હોય. ડાહ્યા વધારે હોય અને ગાંડાં તો ગણ્ત્રિનાજ હોય
લોકોની નિંધાના ભયથી ડરી જૈને જે મ્હારૂં વ્યસન હોય
તે ન છોડી દઉં. જે લોકો ચોરી અન્યાય છીનાળું કે હ-
ત્યાઓ ગર્ભપાતાદી અનિતીઓને આચરે છે તેઓની લોકો

તો ઘણીએ નિંધા કરે છે પણ અનિતી કરનારાઓને લાજ આવતી નથી. તેમ કાંઈ લોકોના કહેવાથી છોડયું નથી. તો હું કાંઈ તેનાથીએ ગયો છું તે મ્હારો ધર્મ પાળવા કે હરિનું ભજન કરવું છોડી દઉં—

૧૧ **પ્રશ્ન**—તમ્હારા રામ કૃષ્ણને દર દાગીનાં કે સારાં વસ્ત્રો કેમ નથી પેહેરાવતા.

**ઉત્તર**—હું છોકરાનો શત્રુ હોઉં તો પહેરાવું કેમકે દાગીનાઓ માટે ઘણા છોકરાંઓના પ્રાણ ગયા છે. અને બનાવટી તે શું શોભા આપે.

## —હરિગીત.—

વગર રત્ને ભૂષણ વિદ્યા ભાર કંઠે કોણ ધરે,
ભૂપ ન દંડે ખર્ચે વધેછે તસ્કર તેને શું કરે;
વિદીત વિદ્યા દેવિ જગમાં અન્ય સહુએ હેટ છે,
શશિ સૂર્ય જોત નિસ્તેજ લાગે ભાસ એનો શ્રેષ્ઠછે.

બ્રાહ્મણના છોકરાને તો વિદ્યાજ ઘરેણું છે. અને કરત્રિમ દાગીના પહેરવા એ બીજી વર્ણને શોભે

**हरिः ॐ दासोस्मी**

# પદ

સુખ સિંધુ ઉંર ધરજો-દુખ દાપકને દુર કરજો-ટેક
સૌ સજ્જનો સુખ ચાહો તો, જરૂર સુધારો કરજો
કટુ વચન જે હીતકર હોય, તે ઓષધી સરખાં ગણુજો. ૧
જે જે બંધન હોય દેહને, દ્રઢતાથી પરહરજો
પુરણુ પ્રતિજ્ઞા પોતે કરીને, બોધ,બીજાને કરજો. ટેક સુખ. ૨
હોય જ્ઞાતિ જો અબુઝ અણુસણુ તેના [1]ધારા તજજો
ધર્મ નિતિની રીત સજે તો, તેનું માન આદરજો ટેક સુખ. ૩
હિંસક લોભી કપટી નૃપનું, રાજ્ય તજી વિચરજો
દયાળુ દાતા જન પ્રતિ પાલનું, [2]શાસન શિરપર ધરજો. ૪
મત પંથોના વાડામાંથી, છુટ્ટા થઇને ફરજો
જ્ઞાન અગાધ સુધર્મ જણાએ, તે મારગ અનુસરજો ટેક સુખ ૫
અનર્થ હિંસક બંધન કરતા, વેદ વચન પણુ તજજો
ધર્મ જ્ઞાન સુખદાયક [3]શ્રુતિઓ શ્રેયસ્કર[4] ગ્રહજો ટેક સુખ. ૭
જન્મદરીદ્રી મૂરખ રાખે (એ) માતપીતા પણુ તજજો
સુધર્મ નિતિ પ્રતિ પાલક હોય, તેને શરણુ થજો. ટેક સુખ. ૮

૧ શાસ્ત્રાધાર લીધા વીનાના જે રીતરીવાજોના ઠરાવો હોય તે તજી દેજો. ૨ આજ્ઞા. ૩ વેદ-શાસ્ત્રો ૪ કલ્યાણુકારી ગ્રહણુ કરજો

હોય કર્કશા નાર નિઠુરતો, પ્રેમે હરીને ભજજો
સુશીલ સુઘડ પતિવૃત્તાને, જગ હીત કારક ગણજો. ટેક સુખ ૮
બ્રાહ્મણ સાધુ છે હરિ મુર્તિ, ગુણ લક્ષણથી ગણજો
જડ વ્યસની કે [1]આડંબરી હોય દુર રહી દંડવત્ કરજો ટેક ૯
ગરીબ હોતો જમણ જમવું, લોક રૂઢી સા તજજો
ધનાઢય હોતો જળાશયાદી [2]શાળાઓ બૌ સજજો ટેક ૧૦
વિધવા હોતો [3]બહ્રુવ્રત રાખો, ગર્ભપાતથી ડરજો
વિષય ભોગમાં મન મ્હાલે તો, એક [4]પતી વરજો. સુખ ૧૧
આત્મજ્ઞાની પૂરણ હોતો, ગ્રહસ્થાશ્રને કરજો
જડ મુરખ અજ્ઞાની રહોતો, [5]વનચર સમ વિચરજો. સુખ ૧૨
રોગી હોતો સુંઠ હરડથી, રામ રટી નીસ્તરજો
ભ્રષ્ટ દવાઓ પીવા કરતાં, ધર્મ સાચવી મરજો. સુખ ૧૩
શુરવીર હોતો યમહુતો, કે શત્રુ સામે લડજો
માણુસ હોતો ગરીબ જીવની, હિંસા કરતાં ડરજો. સુખ ૧૪

---

૧ વેષ ધારી ઠાઠ પાઠ રાખનારા. ૨ ધર્મશાળ કે વેદ શાળાદી. ૩ બ્રહ્મચર્ય-કેશ અને શ્વેત વસ્ત્રાદી ધારણ કરીને. ૪ જારકર્મ તજીને એકનીજ સેવા કરવી. ૫ વાંદરા જેવા કે જંગલી જનાવર સરખા.

પુરૂષ હોતો માંથે મોઢે, કેશ સદાએ ધરજો
ં*વ્યંઢળ વેષને શોભાવો તો, મુછ દાઢી પરજો.   સુખ ૧૫

લોક વ્હેવારથી ગાંડા રહીને, સાર વસ્તુ સંઘરજો
હરીના પ્યારા બનવું હોય તો, હરીને શરણે થજો, સુખ ૧૬

પંડીત કાજી કે મૂરખના, વાદ વીવાદો તજજો
નારાયણ હરી ગુરૂ કૃપાળુ, સુખસાગરને ભજજો   સુખ ૧૭

## પ્રશ્નો.

વિવેકી સજ્જનોએ વાંચી વિચારીને નીચેના પ્રશ્નો-ના ઉત્તરો આત્મ અનુભવ પ્રમાણે જલ્દીથી આપવા મહે-રબાની કરવી કેમકે નાશવાન શરીર રહેશે તો હરીની પ્રેરણા પ્રમાણે બીજો ભાગ પ્રગટ કરવા વિચાર છે તેની અંદર તે સંમતી દાખલ કરવામાં આવે.

બીજો ભાગ બાળબોધી અક્ષરોમાં અને હિંન્દી ભાષામાં રચવા વિચાર છે તેમાં સજ્જનોની શું સંમતી છે તેમજ આગમ ગ્રાહક થનારાઓના નામ શોભાવવામાં આવશે.

---

* હીજડા.

૧ **પ્રશ્ન** દેવોને વિર્ય હોય છે અને દેવોનું શરીર સ્થુળ છે કે સુક્ષ્મ.

૨ **પ્રશ્ન** અનાજ, ખાંડ, કાગળો ક્યારથી થયાં છે.

૩ **પ્રશ્ન** બ્રાહ્મણને શરીર નીર્વાહનો નીર્દોષ ધંધો શો છે (કેમકે વજ્રસુચી તથા બીજા શાસ્ત્રોમાં તો દરેક ધંધો કરવામાં દોષ બતાવ્યો છે).

૪ **પ્રશ્ન** સ્ત્રીયોને ઉપવીત્ત સંસ્કાર–વેદાધ્યયન અને ગાયત્રી જપવાનું હોઈ શકે છે. તેમજ વિધવાઓને અખંડ કેશ અને સંન્યસ્થ ધારણ કરવાનું હોયછે.

૫ **પ્રશ્ન** વર્તમાન સમયમાં વર્ણાશ્રમ છે અને તે ક્રીયા શાસ્ત્રના આધારે છે.

૬ **પ્રશ્ન** હજાર વર્ષની હસ્ત લીખીત મનુસ્મૃતિ છે. હોય તો પત્ર લખવા મહેરબાની કરશો.

૭ **પ્રશ્ન** પ્રાણી માત્રનો એકજ ધર્મ હોય તે ધર્મ કીયોછે.

૮ **પ્રશ્ન** પ્રાચીનના બ્રહ્મર્ષિઓ તથા રાજર્ષિઓ ધનુષ વિદ્યા ભણ્યા હતા (કદી જવાબ મળે કે ભણ્યા હતા તો તેમાં સંશય એ છે કે લાખખો કરોડો વર્ષની રચેલી શ્રુતી સ્મૃતીઓ ઉપનીષદો પુરાણ ઇતીહાસાદી

સર્વ મળી આવ્યાં છે અને છપાઇને પ્રગટ થઈ ચુકયાં છે–ત્યારે ૫૦૦૦) પાંચ હજાર વર્ષો ઉપર થઇ ગયેલા કૃષ્ણ, અર્જુન, દ્રોણ, ભીષ્માદી અને તે પુર્વે ફરશુરામ, રામ, માંધાતા, નહુષાદી અનેક બાણાવળી થઈ ગયા છે તેમનો રચેલો બાણવિદ્યાનો ગ્રંથ કે એક શ્લોક સરખોએ મળી આવતો નથી તેમજ કોઇ પ્રગટ પણ કરતું નથી તે માટે પ્રષ્નછે

જો કોઇ સજ્જનોને ધનુર્વિદ્યાનો ગ્રંથ કે મંત્ર મળી આવ્યો હોય તો છપાવી બહાર પાડવાની પરોપકારાર્થ અમારી ભલામણ છે અથવા નીચેને શરનામે પત્રથી ખબર આપવા ચુકશો નહી.

૯ **પ્રષ્ન** દર વર્ષે શ્રાદ્ધ સંવત્સરી કરતાંજ રહેવું કે તેની કાંઇ અવધી ( છેડો ) છે અને કેટલાં વર્ષ કરવાથી પીત્રુ મોક્ષે જાય છે. અને બ્રાહ્મણ અને સુતક એ બે નામનો શબ્દાર્થ શું થાય છે ખુબ વિચારીને વ્યંજનો કરીને અર્થ લખશો.

બ્રાહ્મણ } ખરૂં છે કે } બ્રામ્હણ } ખરૂં છે
બરાહમણ } બરામહણ }

જય સચ્ચિદાનંદ.

લેખક બ્રહ્મર્ષિ વિશ્વનાથાત્મજ નારાયણ શર્મા

## આપણી ભુલો અને સદ્ગુરૂ દેવની મહ્ સત્તા.

आनंद मानंद करः प्रसन्नं
ज्ञानस्स्वरूपं निजबोध युक्तं ॥
योगीन्द्रमिड्यं भवरोगवैद्यं
श्रीमद्गुरूं नीत्यमहंनमामी ॥१॥(ગુરૂગીતા.)

પોતે આનંદ સ્વરૂપ અને ભક્તોને આનંદ આપી પ્રસન્ન રહેનારા અને જ્ઞાનનુંજ સ્વરૂપ તેમ તે સ્વરૂપનોજ ઉપદેશ દેનારા મહાન્ યોગેશ્વર અને સંસાર ( જન્મ મરણ ) રૂપ રોગને મટાડનારા વૈદ છો એવા મ્હારા ગુરૂને નીત્ય હું નમન કરૂં છું. આનો નીત્ય આપણુ પાઠ કરીને પુસ્તકમાંજ બાંધી રાખીએ છીએ જો આને સમજ્યાં હોઇએ કે અમલમાં મુકયો હોય તો ગુરૂદેવના સ્થુળ સ્વરૂપ માંજ જડતા રાખીને ગુરૂને શારીરીક રોગો મટાડવાને નીતના રૂ. ૨૫) ખર્ચીને શહેરમાંથી ડાક્તરને કે વૈદ, ભુઆઓને બોલાવી અનેક ઉપચાર ન કરી શકીએ. જ્યારે એ ગુરૂદેવ ભવ ( સંસાર ) રોગના તો વૈદ છે તે આપણા

મહાન્ રોગોને મટાડવા સમર્થ છે તે ગુરૂના प्रारब्द संचीतागामी રોગોને મટાડવાના પ્રયત્નો કરીએ ત્યારે ગુરૂની મહદ્ સત્તાને આપણે નથી જાણી તેમ ઠર્યું ગુરૂદેવે શરીર છોડા દીધું તેથી ગુરૂદેવતો હવે મરી ગયા એમ સમજીને આપણુ ચોધાર આંસુ નીતારીને રોયા. અને અંત્યેષ્ટી કર્મ પ્રેત મંજરીની વીધીથી કરીને પ્રેત યોનીમાં ગુરૂજીને તેડાવ્યા ત્યારે આપણુને ભવબંધનથી ગુરૂદેવ છોડાવશે તેતો મોઢે કથવાનુંજ સંભવ્યું. એકડી ભણનારને પાટી પેન લઇ નિશાળમાં જવું પડે તેમજ બેરીષ્ટર, સોલીસીટર, કે વકીલને પણ એકડી ઘુંટવીજ પડતી હોય તો કયા કાયદાથી તેની શ્રેષ્ટતા સમજવી. મહાત્માઓને અને પામર જડ જીવોને પીંડ દાનાદી તર્પણ ક્રીયા કરી શ્રાદ્ધ સંવત્સરીથી પ્રેતયોના મુક્ત કરાવીએ તે શું સદગુરૂનો સદ્બોધ આપણુને લાગ્યો છે. આપણુતો આપણી વિષ્ટાની ગોળીનેજ વળગી રહ્યા છીએ. આવા જડ અજ્ઞાનને અંતર્યામિ ગુરૂદેવે પ્રથમથીજ જાણ્યું હતું તેથી પોતે ક્હેતા હતા કે મને એટલી હિંતછે કે ( જો તમો મ્હારા શુદ્ધ સ્વરૂપને ઓળખી એક સુરતા કરી રાખો તો) તમને આ એકેફેરેજ

મ્હારા અખંડ ધામમાં લઇજાઉં પણતમેજગતના વ્યવહા-
રોથીન્યારાપડીને હજુસુધિ મ્હારા વ્યાપકરૂપનેનઓળખી
શકયાએટલેહવે હું નીરાશથઇને ઢીલો થયોછું, તે સત્ય
જ થયું આપણ કોઈ ગુરૂ ભકત એ પદના મહત્વનેન
સમજયાંકે ન લાયક થયા તેથી બે વર્ષ પહેલાંજ સૌને
સુચીત કરી દીધા હતાકેતમો કંઈ હવે બાળક નથી મુછ
દાઢી ઉગ્યા પછી મા ન ધવરાવે મ્હારેજે કહેવાનું હતું
તે બધું કહિને સમજાવિ દીધું છે, તમને જેમ સુખ પડે
તેમ કરશો આ છેલ્લી સમશ્યાને આપણ નહિ સમજયા
તેથીજ ફરીને પસ્તાવું રહ્યું ચોળે દીવસે માલ લુટાવી દીધો
અને સાધારણ માણસની સ્થીતી જેવી શરીરની ક્રીયા
ઉપાધી વાળી કરીને સૌની પરીક્ષા લઈલીધી તેમાં કોઈ
આપણ પાસ થયા નહિ તેથી નામકે નીશાન ન રાખ્યું
હવે જુદા રૂપમાં ગુરૂદેવનું પધાવુ થોડા દીવસોમાં
થશે અને પરીક્ષા આકરી લેવામાં આવશે પકવાનોનો
પ્રસાદ નથી માટે સાવધાન રહેવું.

હું પણ પરીણામે કહેવા લખવાનું છોડી દઈશ કેમ કે

જે વ્યકતી મેડાના દાદરા ઉપર છે તે ઉપરના સુખને અનુભવે છે અને નીચે બેઠેલાના દુઃખોને દેખેછેતેથી કહેછે કે ભાઇઓ ઉપર સુખ અપાર છે તમો સૌ ઉપર આવો જો કોઇ ઉભું થાય છે. તો એક પગથીયું પણ ઉતરીને તેને ઉપર ચઢાવવોજ પણ તેમનેજ ખેચીને નીચે પાડવા ધારેતો તરત મેડા ઉપર સીધાવી જાઉ પગથી એ ઉભો છું ત્યાં સુધીતો બુમો પાડીને કહીશ પછી ઉપર ચઢી ગયા એટલે શું બોલુ કેમકે મ્હારા ઉંચ હેતુઓને તો હજુ મ્હારા મીત્રોએ નથી સમજયા તેથી વાંચી સાભળીને અચંભવ માનીને પુછે છે તમે સૌને પાણી પાઇનેજ લોટોપાણીઆરેકેમનથીમુકતા,તેનથી સમજતાકે એઠું પાણી દેવસેવા કે રસોઈ કરવામાં કે પીને તર્પણાદીના ઉપયોગ માં ન લઈ શકાય તેમજ કોઈ પ્રકારના બંધનો કે દુર્વ્યસનોથી છુટાપણાના કર્તવ્યમાંતો મીઠુંજ છે. તો પછી મ્હારા મતથી જે વિરૂધ હશે તેમને વિષે શંકા શીળ કેમ નરહુ હુતો વ્યાપક રૂપ જગતગુરૂની પ્રેરણા પ્રમાણે અનુસરૂંછું એ મને સુખ રૂપ છે. મ્હારી ઇચ્છા પ્રમાણે કાંઈ ન કરી શકુ.

દોહરો

પ્રેરકની ઈચ્છા મુજબ કીધી રચના જહે
હોય વિષમતા તદપી કદી સુજ્ઞ સુધારજો ત્હે

**જય સચ્ચિદાનંદ**

૧ સંવત્ ૧૫૮૫)ની સાલમાં શ્રી જગમાલસિંહજીની ધર્મ પત્નિ લાસબાઇની શાથે ઇડરથી વાંસવાડે આવ્યા.

## મુળ પુરૂષથી વંશજો.

૧ ડુંગરજી-૨ દેવશર્મા-૩ શંકરલાલશર્મા-૪ નારાયણશર્મા-૫ મુકુંદરામશર્મા-૬ રઘુરામશર્મા-૭ આત્મારામશર્મા-૮સુખારામ શર્મા-૯ કેદારનાથશર્મા-૧૦ મુહુર્તરામશર્મા-૧૧ વિશ્વનાથ-શર્મા-૧૨ લેખક નારાયણશર્મા-૧૩ રાકૃષ્ણશર્મા.

मम भार्गव गोत्राय त्रिपर्वराय माध्यान्ह
दीनि शांखान्तार्गत शुक्ल यजुर्वेदाध्याइने
ब्राह्मण त्रिवेदी ( त्रवाडी ) मेवाडा

મ્હારો ઉદ્યોગ ૧૬ વર્ષથી રામકથા કરવાનો છે.

पंडया डुंगरजी सुत देव शर्मा उपरोक्त स्थितिसे वंशपुरमे आकार वसे वह जोतिःशास्त्रमे प्रविणथे जीनो ने बांसवाडाके नरेश जगमाल्सिंह वर्माको राजधानि जमानेके प्रारंभमे

फुलमहल व बाइतालाव बनानेका सुमुहूर्त दीया उस के बक्षीस इनाममें तांबा पत्र पर लीखके परमेश्वर प्रीत्यर्थ ५ हलकी जमीन १ कुवाके साथ निम्नलीखीत प्रतीज्ञासे तुलसी पत्रके साक्षीसें देदी मेरे वंशमे जोराज गद्दीपर रहे वह तेरे वंशजो की पाल ना करै इस जमी

न कों लोपे नाहि,

श्लोक

आपदत्तं परदत्तं वा-ये लोपन्ति वसुंधरा ॥
न नरा नरकंयांति यावत्चंद्रो दिवा करः ॥

वह धर्वादा जमीन अभी तकतो पलीहै अब पर्गाणाममे डीमक ( उधेऊ ) लगनेंका संभव है सो बडीहिशर्म की बात है क्योंकी फुल महलभी सुशोभीत नवयुवक हिं है बाइ तालावभी तमाम शहेरकी सर्वोपरी सुखकांति की लहेरोंसे झुक रहा है--जीसके माता पीता युवान हि रहे और पुत्र वृद्धावस्थासें जर्जरीत होके अवसान के कीनारे पहोच जाय० वैसी स्थीति अधुना उसधर्मा दा जमीनकी है बीमार है तोवह मरण के शरण हो जायगा बैसोहि हीन हयात धर्मादा माफी की जप्त हो रहिहै

दोहा

रघुवंशमे भूप भये एकसें एक अधीक
पथ्विराज न संग लीया रह गइ जगमें [1]लीक

इति शिवम्
ले० ब्रह्मर्षिनारायणशर्मा

---

१ सुयशकीर्ति नुं लखुं

# આગમ ચેતવણી

સુજ્ઞ જનો આગમવાણી અને સુખસિંધુનિ જે ૧૦ પ્ર
ઓ સાંમટી મંગાવશે તેને ૧ પુસ્તક ભેટ આપવામાં આવ
હવે પછી બીજો ભાગ પ્રગટ કરવાનો છે તેની અંદર પહે
ભાગમાં સુચવેલા લેખો અને શાસ્ત્રોની વિવિધ શંકાઓ
સમાધાન પુસ્તકોની પોપ લીલાના ખુલાસાઓ દેવોના વ્ય
ભીચારાદી ના નિર્ણયો મુર્તિ પુજનના કારણો અવસ્થા આ
ના ધર્મો જે પહેલા ભાગમાં વર્ણવતાં બાકી છે ત્યાંથી
આદી લઇને અનેક જ્ઞાન ભક્તિનિ જુકિત ભરેલી કુંચીઓ
મહાત્માઓના ખાસ હેતુઓ વિગેરે વિગેરે અગમ ગાથા-
ઓથી અમૃત રસમય રચી પ્રગટ કરવાનો વિચાર છે, જો હરિ
ગુરૂની પૂર્ણ દયા હોયતો૦પુસ્તકની અંદર જે પ્રશ્નો છે તેના
ઉત્તર મળ્યા પછી રચના થશે તે માટે જેને જેવો હેતુ સમ-
જાય તે પ્રમાણે જલદીથી ખુલાસો આપશો, તેમજ આ પુસ્ત-
કમાં કાંઈ ભુલો સુધારવા જેવી જરૂરની હોય તો તે પણ લ-
ખશો, હવેની આવૃતિમાં સુધારી શકાશે,

**પુસ્તક મંગાવવાનું તથા પત્ર વહેવાર કરવાનું ઠેકા**

**નિચે મુજબ**


**બ્રહ્મર્ષિ નારાયણ શર્મા**

ઠે, ખડીઆ ગોળમાં ત્રીવેદી માણેકલાલ મગનલાલને

**મુ૦અહેમદાવાદ સ્ટેશન+જીલ્લે ખેડા( ગુજરાત )**